'પુષ્પહાર' ના ગ્રાહકોને ભેટ

# શૈલબાળા

# આદર્શ પત્ની.

ચંપકલાલ ગીરધરલાલ જરીવાલા.
તંત્રી "પુષ્પહાર"

“ પુષ્પહાર ” ના ગ્રાહકોને ભેટ.

# શૈલબાળા

—અર્થાત્—

# આદર્શપત્ની.


—સંશોધક અને પ્રકાશક—

ચંપકલાલ ગિરધરલાલ

જરીવાલા, તંત્રી—પુષ્પહાર.

બેગમપુરા—સુરત.



ખપાટીયા ચકલા ઉપર આવેલા શા. બુ. અ. ના

શ્રી સુરત ‘ જૈન ’ એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમાં

પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપી.


મૂલ્ય આઠ આના.

# નિવેદન.



સાહિત્યના વિકાસ ઉપર પ્રજાની ઉન્નતિનો મોટો આધાર છે. જે પ્રજામાં વાંચનનો શોખ નથી તે પ્રજાની ઉન્નતિ થઇ શકતી નથી કારણ કે સમાજની ઉન્નતિનો આધાર તેની ઉચ્ચાભિલાષી ભાવનાઓ ઉપર રહે છે. ઉચ્ચ સાહિત્ય ભાવનાઓને પ્રતિભાશાળી અને ઉદાર બનાવે છે અને એ રીતે સાહિત્ય રાષ્ટ્રીય વિકાસનું મોટામાં મોટું અંગ છે.

ગુર્જર વાંચક વર્ગમાં આજકાલ વાર્તાસાહિત્યનો શોખ બહુજ ફેલાયો છે અને વાર્તા સાહિત્યથી વાંચકવર્ગની ભાવનાઓને સુધારવાનો પ્રયત્ન કરવામાં આવે તો તે યશસ્વી થાય એમ અમારી માન્યતા છે અને એ માન્યતાની સીદ્ધી અમે 'પુષ્પહાર' ના બહોળા ફેલાવા ઉપરથી જોઇ શકયા છીએ. પ્રથમ વર્ષમાં પુષ્પહારનો દરેક અંક માત્ર ૨૦ થી ૨૪ પૃષ્ટનો પ્રગટ થતો હતો ત્યાર પછી દ્વિતિય વર્ષમાં કાગળોની ભયંકર મહામારી, સુરતમાં સખ્ત પ્લેગ અને અમારા પિતાનો દેહવિલય વગેરે ધૈર્ય છોડવનારા પ્રસંગો આવી પડવા છતાં અમે દરેક અંક ૪૮ પૃષ્ટનો પ્રગટ કરવા માંડયો. 'પુષ્પહાર' ને ચહાનારા તેના ગ્રાહકોએ પણ અમારા શ્રમની કદર કરી અને પરીણામે ગ્રાહક સંખ્યા એટલી વધી ગઇ કે આગલા અંકોની નકલો ખુટી પડવાથી અમારે કેટલાક ગ્રાહકોને સાતમા અંકથી ગ્રાહક ગણી અંકો મોકલવા પડયા. એ રીતે અનેક મુશ્કેલીઓ ખમવા છતાં વાર્તા સાહિત્યદ્વારા

જનસેવા બજાવવાની અમારી ઇચ્છાનો વિજય થયો અને દ્વિતિય વર્ષમાં આશરે ૫૫૦ પૃષ્ટનું વાંચન 'પુષ્પહાર' માં આપવાં પછી અમારા કદરદાન ગ્રાહકોની વધુ સેવા બજાવવા આજે આ નવલકથા ભેટ તરીકે તેમના હસ્તમાં મૂકાય છે.

પ્રજાની ઉન્નતીનો પ્રથમ મંત્ર સમાજ સુધારણા છે :અને તેથી ઐતિહાસીક નવલકથામાં આપણી પ્રાચીન ઉન્નતીના વર્ણન કરી હાલની સ્થીતી ઉપર રોદણા રડવાં કરતાં હાલની દશામાંજ ઉન્નતી કરવા માટે, હાલની સામાજીક સ્થીતીનું ચિત્ર વાંચક વર્ગ પાસે મૂકી તે દ્વારાજ જડ ઘાલી બેઠેલા કુરિવાજો, દૂર કરવાનો પ્રયત્ન કરવા માટે અમે ભેટ તરીકે આ સામાજીક નવલકથાજ વાંચક વર્ગ સમક્ષ મૂકી છે. આશા છે કે વાંચકવર્ગ અમારી શુભેચ્છાનો સત્કાર કરશેજ.

નવલકથા લખવાનો મારો આ પ્રથમ પ્રયાસ છે અને તેથી પ્રયત્નમાં કંઇકિ ન્યુનતા આવે તે માટે વાંચક વર્ગ પાસે પ્રથમથીજ ક્ષમાની ભીક્ષા ઇચ્છું છું. આ પુસ્તક મુળ ઉડીયા ભાષામાં સુપ્રસિદ્ધ લેખક પં. જનાર્દન પુજારીએ લખ્યું છે અને તેના હિન્દી અનુવાદને આધારે મેં ગુજરાતીમાં લખ્યું છે એટલે નવલકથાના ઉત્તમપણા માટે તેના મૂળ લેખકને તથા હિન્દી અનુવાદક શ્રીયુત પાણ્ડેય મુરલીધર અને પાણ્ડેય મુકુટધર શર્માનેજ તથા પ્રકાશક હરિદાસ એન્ડ કંપનીને ધન્યવાદ ઘટે છે. ગુર્જર સંસારને અનુકુળ કરવા માટે તેમાં પુષ્કળ ફેરફાર કરવો પડયો છે અને તેથી કથામાં કંઇક ન્યુનતા હોય તો તેને માટે દોષ પાત્ર હું છુ. લી. સર્વનો સ્નેહાભિલાષી,

ચંપકલાલ ગીરધરલાલ જરીવાલા
પ્રયોજક—"પુષ્પહાર"




મારી સાહિત્ય સેવાની ભાવનાને પોષનારા અને સમાજ સેવાની અભિલાષાને ટેકો આપનાર મારા સદ્‌ગત્ માતાપિતા—જેવા માતાપિતાની એકજ વખતની પ્રદક્ષિણાથી શ્રીગણેશ ભગવાને સકળ વિશ્વના પરિક્રમણનું ફળ પ્રાપ્ત કર્યું હતું—એવા પુજ્ય પિતાના ચરણમાંજ ગુર્જર સંસાર સુધારણાનો આ અલ્પ પ્રયત્ન મૂકી મારા જનસેવાના કાર્યમાં સ્વર્ગમાંથી પણ તેમના શુભાશિર્વાદની પ્રાર્થના કરૂં છું

લી૦ ચર્ણરજ બાળક,

ચંપકલાલ,

# શૈલબાળા અર્થાત્ આદર્શ પત્ની.

## (૧) "લગ્ન થયાં."

સંબલપુરમાં રામનાથ મિશ્ર નામે શ્રીમંત બ્રાહ્મણ રહેતા હતા. તેમને પાંચ પુત્ર અને એક પુત્રી હતી. પુત્રી સર્વની નાની હતી. ઘરના સર્વ તેની તરફ બહુજ સ્નેહની દ્રષ્ટીથી જોતા હતા. જે સમયે આ બાલિકાનું નામ પાડવાનો દિવસ આવ્યો ત્યારે તેણીના, પાંચે બંધુઓ પોતાની બ્હેનને માટે નવા નવા સુંદર નામો શોધવા લાગ્યાં. ચન્દ્રમુખી કમલમુખી; વિમળા, સરલા, કમળા, સુશીલા, ચંપા, વિનોદિની, પદ્મિની, કનકલતા, દેવહૂતી, ભગવતી, ચન્દ્રપ્રભા તથા લક્ષ્મી વગેરે અનેક નામો યાદ કરવા લાગ્યા. આ સર્વમાં કયું નામ સર્વથી સુંદર

અને મધુર છે તેનો તુરત નિશ્ચય થઇ શકયો નહિ. એ પછી પુષ્કળ વિચાર કરી સૌથી નાના ભાઇએ બ્હેનને માટે "શૈલબાળા" નામ શોધી કાઢયું અને તે સર્વને પસંદ પડયું. શુભ મુહુર્ત જોઇ રામનાથે પુત્રીનું નામ "શૈલબાળા" પાડયું. રમાડતી વખતે તેણીને સર્વ શૈલ, શૈલી અથવા શૈલજા વગેરેમાંથી પોતાને પસંદ આવે તે ટુંકા નામથી બોલાવતા. એ રીતે પોતાના મધુર હાસ્ય અને કાલાઘેલા શબ્દોથી સર્વનો સ્નેહ પ્રાપ્ત કરતાં શૈલબાળાની ઉંમર આઠ વર્ષની થઇ. શૈલબાળાના પાંચે ભાઇઓ ભણુતા હતા. તેઓએ પોતાની નાની બ્હેનને પણ શીખવવાનું શરૂ કર્યું. શૈલબાળાની સ્મરણશક્તિ બહુજ તીવ્ર હતી અને તેથી તેને જે શીખવવામાં આવતું તે ઝટ શીખી લેતી.

રામનાથની ગૃહિણી પણ બુદ્ધીશાળી હતી. ગૃહસ્થની છોકરીનું પ્રેમપૂર્વક પરિપાલન કરી વાંચતા લખતાં શીખવવું એમ માનતી એટલુંજ નહિ પણ ગૃહસ્થીના તમામ કામો શીખવવા આવશ્યક છે એ વિચારથી ગૃહિણી પોતાની કન્યાને ઘરનું કામ કાજ પણ શીખવવા લાગી.

જોતજોતામાં શૈલબાળાની વય દસ વર્ષની થઇ ગઈ. હવે તેનો વિવાહ કરવાનો વિચાર તેના માત પિતાને આવશ્યક લાગ્યો. રામનાથ વર અને ઘરનો વિચાર કરવા લાગ્યો અને તેની સાથે સંબંધ જોડવાની ઇચ્છાથી જ્ઞાતિબંધુઓ તેને ત્યાં આવવા લાગ્યા. શૈલબાળા બહુજ સ્વરૂપવતી હતી અને તેથી સર્વ જણુ તેને જોઇ પોતાને ત્યાં વિવાહ કરવા આગ્રહ કરવા લાગ્યા.

શૈલબાળાની મુખની કાન્તી ચંદ્રના જેવી તેજસ્વી હતી. તેનું શરીર નવવિકસિત પુષ્પના જેવું સુંદર, લાવણ્યમય અને ગૌરવર્ણું હતું. તેના કેશરાશિની શોભા અત્યંત મનોહર હતી

મૃગ સમ ચપળ પાણીદાર નેત્રો, અર્ધ ચન્દ્રાકાર કપોલ સર્વ મનોમુગ્ધ કરનારા હતા. શૈલબાળા સુંદરી હતી. તેના કોમળ પગ જમીન પર ચાલતી વખતે બહુજ સુંદર ચાલ દેખાડતા હતા અને સહજ પણ અવાજ કરતા નહોતા.

આ અપૂર્વ સૌન્દર્યનું ફળ એ થયું કે શૈલબાળાને જેઓ એકવાર જોતા તેઓ તેણીને પોતાની કુળવધુ બનાવી ભાગ્યશાળી થવાની ઈચ્છા રાખતા હતા. બહુ સમય વહી ગયો પણ શૈલબાળાના વિવાહનો નિશ્ચય ન થયો. શૈલબાળાની માતાનો વિચાર પોતાની કન્યાને કોઇ યુવાન શ્રીમંત અને સારા કુટુંબવાળા વરને આપવાનો હતો. બંધુઓની ઇચ્છા કોઈ વિદ્વાન અને સુશીલ પાત્ર સાથે વિવાહ કરવાની હતી અને રામનાથની ઈચ્છા કોઇ ઉચ્ચ કુળના પાત્ર સાથે વિવાહ કરવાની હતી.

એકજ વરમાં આ સર્વ ગુણો એક સાથે હોવાં શક્ય ન હોતા. ઘર સારૂ હોય તો વર નહિ અને ઘર વર બંને સારા હોય તો આર્થિક સ્થીતી ઠીક નહિ. આ પ્રમાણે વિચારમાંને વિચારમાં શૈલબાળાની ઉમ્મર અગીયાર વર્ષની થઇ.

રામનાથને હવે બહુ ચિન્તા થવા લાગી.

કેટલાક સમય પછી ઇચ્છાનુસાર વર મળ્યો. તે વર સર્વને પસંદ આવ્યો પણ ગૃહિણીને પસંદ પડયો નહિ કારણ કે વરનું ઘર જે ગામમાં હતું તે સંબલપુરથી બહુજ દૂર હતું. સંબલપુરથી ત્યાં જતાં આશરે બે દિવસ લાગતા હતા. જળમાર્ગથી મોટી મોટી નદીયો પસાર કરી ત્યાં જવાતું હતું. પણ હવે કરવું શું? બીજો વર શોધવા જેટલો સમય નહોતો. એજ વર સાથે શૈલબાળાના વિવાહ

નક્કી થયા. વરનું નામ નારાયણપ્રસાદ હતું. તેના પિતા જગન્નાથપ્રસાદ શુક્લ સોનપુર નિવાસી હતા અને બહુજ સંપતીવાળા હતા. તેમની વાર્ષિક આવક ખેતી વ્યાજ વગેરેની મળી દસ બાર હજારની હતી. નારાયણ તેમનો એકનો એક પુત્ર હતો. તેની ઉંમર ૧૮–૧૯ વર્ષની હતી. તે બે પરીક્ષાઓ પસાર કરી એન્ટ્રન્સનો અભ્યાસ કરતો હતો અને સ્વભાવે સુશીલ હતો. શુકલજી શૈલબાળાને જોઇ તેને પોતાની પુત્રવધુ બનાવવાને બહુજ ઉત્સુક હતા. અસ્તુ. શુભ દિવસે શૈલબાળાના લગ્ન નારાયણ સાથે થયા.

લગ્ન થતાની સાથેજ શૈલબાળા અને તેની માતાના જીવનનો આમોદ પ્રમોદ અને હાસ્ય વિલાસનો અંત આવ્યો. કન્યાને સાસરે વિદાય કરતી વખતે કન્યા અને તેની માતા રડવા લાગ્યા. અનેક સ્થળે આવા સમયે સહજ શોક દેખાયા પછી થોડા સમયમાંજ તે ભૂલી જવાય છે પણ શૈલબાળા અને તેની માતા એક બીજાને સંભારી એક દિવસ નહિ પણ અનેક દિવસ અશ્રુ-પ્રવાહ વહેવડાવતા રહ્યા.

# ૨ 'આ તો બહુ અન્યાય થાય છે.'

રામનાથ શ્રીમંત તો હતા પણ જેને બહુજ શ્રીમત ગણવામાં આવે છે તેવા નહોતા અર્થાત્ સાધારણ સ્થીતીના સુખી ગૃહસ્થ હતા. નોકરીથી તેને દર વર્ષે માસિક સો રૂપિઆ પ્રાપ્ત થાય છે. ખર્ચ પણ બચરવાળ કુટુંબ હોવાથી પુષ્કળ થાય છે. પાંચ પુત્રોને ભણાવવાનો તથા નોકર ચાકરો સાથે પંદર

સોળ માણસના ભરણપોષણનો ખર્ચ સર્વ આટલીજ આવકમાં ચલાવવો પડતો હતો. એ ઉપરાંત માતા પિતાના શ્રાદ્ધ, વાર તહેવારો, મહોત્સવ, સર્વ શુભ કાર્યો પણ એમાંથીજ થતા. આથી આવકમાંથી કંઇ બચી શકતું નહિ. એક બે વર્ષથી ખર્ચ કંઇક ઓછો કરી રામનાથે પુત્રીના લગ્નને માટે કેટલીક રકમ બચાવી હતી. શૈલબાળાના લગ્ન સમયે તેણે આશરે એક હજાર રૂપિઆનો ખર્ચ કર્યો. એટલાથી ન પતવાથી તેને કેટલુંક દેવું પણ કરવું પડયું. પરંતુ ખેદની વાત છે કે આ સર્વ કરવાં છતાં વેવાઇ સંતોષ પામ્યા નહિ.

જગન્નાથ શુકલ ધનવાન હોવા છતાં બહુજ કંજુસ હતા. શૈલબાળાને તેના પિતાએ લગ્ન સમયે બસો રૂપિઆના ઘરેણા આપ્યા હતા પણ બુઢ્ઢા શુકલજીની લોભાન્ધ આંખોની તેથી તૃપ્તી થઈ નહિ. જમાઇને એક સોનાની વીંટી તથા રેશમી અબોટીયું પણ આપ્યું હતું છતાં તેના ઉપર પણ અનેક ટીકાઓ થઇ.

શુકલજીએ વેવાઇના આ અવિવેકપણાની ફરીયાદ પોતાની ગૃહિણી પાસે કરી. શ્રીમતી જાતે પણ ઓછા લોભી નહોતા. બદલો કેવી રીતે લેવો તેનો સહજ વાર વિચાર કરી તેમણે કહ્યું " આપણી ઇચ્છાનુસાર દ્રવ્ય મળ્યા શિવાય કન્યાને તેના પિતાને ત્યાં જવા દઇશું નહિ. "

શુકલજીએ પણ ગૃહિણીના જજમેંટને ટેકો આપતાં કહ્યું કે " એ વિચાર બહુજ ઉત્તમ છે. "

આ નિશ્ચય પ્રમાણે શૈલબાળા તેના પિતાને ત્યાં જઇ શકી નહિ. તેનો નાનો ભાઈ કેટલાક સંબંધીઓ સાથે તેડવા આવ્યો હતો. તેણે શુકલજીને બહુજ સમજાવ્યા પણ સર્વ ફોગટ ગયું. ગૃહિણીના જજમેંટ

ઉપર અપીલ કરવાનું શુક્લજીમાં સામર્થ્યજ નહોતું. ઉલટું શૈલબાળાની સાસુએ તે નિર્દોષ બાળકને અનેક ગાળો દીધી અને તેનો તિરસ્કાર કર્યો. આ પ્રમાણે અભાગી શૈલબાળા સાસરાના કેદખાનામાં રૂઢીની શીક્ષા ભોગવવા લાગી.

રામનાથ આ સમાચાર સાંભળી બહુજ દુઃખી થયા. તેની સ્ત્રી પણ આ સર્વ જાણી કલ્પાંત કરવા લાગી. રામનાથે ફરીથી શૈલને સાસરે માણસો મોકલી નમ્રતાપૂર્વક વિનયથી પ્રાર્થના કરી પણ કંઇ ફાયદો થયો નહિ. તેડવા આવેલા લોકો સાથે શુકલ મહાશયે કહેવડાવ્યું કે "મેં ભૂલથી મારા પુત્ર માટે તમારા જેવા ભીખારીની કન્યા લીધી છે પણ હવે તમારી સાથે વધારે સંબંધ રાખી હલકો પડવા ઇચ્છતો નથી. મારી પુત્રવધુને હવે તેના ભીખારી પિતાને ત્યાં મોકલી શકીશ નહિ.

આ પ્રકારે નુતન સંબંધીઓમાં વૈરભાવ ધીમે ધીમે વધવા લાગ્યો. રામનાથે તેની પત્નીને સમજાવી દીધું કે હવે ત્યાંનું નામ પણ દેવું નહિ. કર્મમાં લખ્યું હતું તે થયું. શૈલબાળાની માતા પોતાની પુત્રીનું સ્મરણ કરી બહુ દિવસો સુધી રડી અને પછી પ્રકૃતિના નિયમાનુસાર શાન્ત થઈ.

અહીં સાસરામાં શૈલબાળાની શું સ્થીતી હતી? તે હંમેશા અશ્રુપાત કરી દહાડા કાઢતી હતી. ઘણા દિવસો સુધી તેણે બરાબર ખાધું પણ નહિ. તે કોઈની સાથે વધારે બોલતી પણ નહિ. શૈલની આ સ્થીતી જોઈ તેની સાસુ, નણંદ અનેક મેણાં મારતી. બહુ દિવસ પછી શૈલબાળા પણ આ દુઃખમય જીવનને કર્મદોષ સમજી કંઇક શાંત થઇ તેણે વિચાર કર્યો કે જે વાતનું સ્વપ્ન પણ નહોતું તે

સાક્ષાત્ અનુભવવાનો વખત આવી પહોંચ્યો. હશે, હવે બની શકે તો જેમની સાથે જીંદગી કાઢવાની છે તેમનો સ્નેહ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરૂં. સાસરામાં સાસુ–સસરા માબાપની જગ્યાએ હોય છે માટે તેમની પાસેથીજ હવે માબાપનો સ્નેહ પ્રાપ્ત કરૂં. આ વિચારે શૈલ તનમનથી સાસુ–સસરાની સેવા કરવા લાગી પણ તેના ભાગ્યમાં એ સુખ નહોતું. અત્યંત શ્રમ કરવાં છતાં કોઇ તેના તરફ પ્રેમની દૃષ્ટિથી જોતું નહિ!

શૈલબાળાને લક્ષ્મી નામે એક નણંદ પણ હતી. તેનું લગ્ન એક શ્રીમંત ગૃહસ્થને ત્યાં થયું હતું. તેણીનો સ્વામી અત્યંત બુદ્ધિવાન અને સુશીલ માણસ હતો પણ લક્ષ્મીના ભાગ્યમાં સાસરે રહેવાનું લખ્યું નહોતું. એકવાર તે પોતાને સાસરે જઇ દોઢ માસ રહી હતી પણ એટલા સમયમાં પોતાની સાસુ નણંદ સાથે લઢીવઢીને રડતી કકળતી પાછી પીયર ચાલી આવી. જ્યારે સાસુ સાથે લઢીને તે પીયર આવવા નીકળી ત્યારે ક્રોધથી તેણીની સાસુએ તેના સર્વ દાગીના લઇ લીધા. આ સર્વ જોઇને લક્ષ્મીના માતપિતા તેના સાસરીયા સાથે બહુ લઢયા અને લક્ષ્મી પણ સાસરાના બધા માણસોની નીંદા કરવા લાગી. તેણી સર્વને કહેવા લાગી કે "તેઓ પહેરવાને કપડાં તો શું પણ પુરૂં ખાવાનું પણ આપતા નહોતા ઉપરાંત હંમેશા ગાળો દેતા હતા." આ સર્વ વાતો સાંભળી લક્ષ્મીની માતાને બહુજ ક્રોધ ચઢયો અને તેણે નિશ્ચય કર્યો કે હવે લક્ષ્મીને કદી પણ સાસરે મોકલવી નહિ.

કેટલીએ વાર લક્ષ્મીનો સ્વામી તેણીને તેડવા આવ્યો પણ તેણે પોતાની પુત્રીને મોકલી નહિ. જેવી રીતે શુકલજીએ પોતાની પુત્રવધુના માતપિતા સાથે ખરાબ વ્યવહાર કર્યો હતો તેવોજ વ્યવહાર પોતાની

પુત્રના સાસુ સસરા સાથે પણ કર્યો. કેટલીએ વખત તેડવા છતાં જ્યારે શુકલજીએ પુત્રીને મોકલી નહિ ત્યારે તેના જમાઇએ નિરાશ થઇ બીજે સ્થળે લગ્ન કર્યાં અને ત્યારપછી લક્ષ્મીનું નામ પણ દીધું નહિ.

પોતાની મા શિવાય બીજા સર્વ સાથે લક્ષ્મી બહુજ બહુજ ખરાબ રીતે વર્તતી હતી. પડોસીઓ સાથે હંમેશા લઢાલઢી કરી તેમની નીંદા કરવી એ લક્ષ્મીનું મુખ્ય કામ હતું. લક્ષ્મીએ આ સદ્દગુણ (!) તેની માતા પાસેથી પ્રાપ્ત કર્યો હતો. જે પક્ષમાં આ મા દીકરી રહેતા તે પક્ષનો હમેશા વિજયજ થતો. શૈલબાળા પહેલા તો શરમાઇને કોઈ સાથે બોલતી ચાલતી નહિ પણ એમ કયાં સુધી રહેવાય? તેમાંએ તેને સાસરાનું સુખ નહોતું એટલે સુખ દુઃખની એ વાતો કોઇ સાથે કર્યા શિવાય તેને કેમ શાન્તિ થાય? લક્ષ્મી અને શૈલબાળાની વય લગભગ સરખી હતી એટલે શૈલે વિચાર કર્યો કે લક્ષ્મી સાથે હળીમળીને રહેવાય તો મને સુખ દુઃખની વાતો કરવાને ઠીક પડે. આવો વિચાર આવવાથીં શૈલ વાત કરવાનું બહાનું શોધવા લાગી. તેણે લક્ષ્મીને બહુજ વિનયથી પ્રેમપૂર્વક કહ્યું "જરા કાનમાંથી મારૂં એરીંગ કાઢશો? મને બહુજ દરદ થાય છે."

લક્ષ્મી પોતાની મા જેવાજ દુષ્ટ સ્વભાવવાળી અને લઢકણી હતી. શૈલની મધુર વાત સાંભળીને તેને લઢવાનું બહાનું જડયું. તેણે કહ્યું "હું શું કામ કાઢું? હું થોડીજ તમારી નોકરડી છું? શું મને પગાર આપો છો?"

સરળ સ્વભાવની શૈલ સમજી કે નણંદ મારી નિર્દોષ ભાવથી મશ્કરી કરે છે માટે તેનો જવાબ પણ તેવાજ ભાવથી આપવો

જોઇએ. તેણે પ્રફુલ્લ ચિત્તે કહ્યું " મહેનત કરશો તો જરૂર કંઇક બદલો મળશે. "

આટલાજ શબ્દો સાંભળતા લક્ષ્મીએ ક્રોધથી ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. મોં ચઢાવી તેણે જવાબ આપ્યો " તમારા મા બાપ શ્રીમંત છે તેથી તેમણે તમને ઘરેણા આપ્યા છે. અમે તો ગરીબ છીએ. સોનું ચાંદી તો અમે દીઠાજ નહિ હોય તે તમે અમને બતાવવા આવ્યા છો કેમ ? "

શૈલબાળા તો મશ્કરીનું આવું પરીણામ જોઈ અવાક્ થઇ ગઇ. અશ્રુ ભરેલાં નેત્રાથી તે લક્ષ્મી તરફ જોવા લાગી. લક્ષ્મીને તેથી સંતોષ થયો નહિ તે ઘાંટો પાડીને બોલી ઉઠી " આ સાધારણ ઘરેણા પર આટલો ફાંકો રાખો છો ? કોઈ કીમતી ચીજ હોત તો કોણ જાણે શું યે કરત ? હું તો જાણે તમારી નોકરડી છું. રાણીજીને ઘરેણા પહેરાવવા અને કાઢવાનું કામ પણ મારે કરવાનું. "

આ શબ્દો શૈલબાળાથી સહન થઈ શકયા નહિ. તે જોરથી રડી પડી. તેની સાસુ રડવાનો અવાજ સાંભળી ત્યાં આવી પહોંચી. લક્ષ્મી તેને જોઇ બોલી ઉઠી " બા આ ઢોંગ તો જો. જાણે રડીને ઓશિયાળા પાડે છે. રડશે તેથી બ્હી જઈશું કેમ ? " લક્ષ્મીની માતાએ પૂછ્યું " લક્ષ્મી શું થયું ? "

લક્ષ્મીએ કહ્યું " થવાનું શું હતું ? હું આજથી આ તમારી મોંઘી વહુની નોકરડી થઇ. બા ! તું તારી વહુને બહુજ માથે ચડાવે છે. આવું અપમાન મારાથી સહન નહિ થાય. " એટલું બોલી લક્ષ્મી એકદમ રડવા લાગી. પુત્રીને રડતી જોઇ માતાને બહુ કષ્ટ થયું. તે વિચારવા લાગી કે વહુએ લક્ષ્મીને

શું કહ્યું હશે? પછી શૈલ તરફ જોઇ ક્રોધથી બોલી "જો થોડાજ દિવસ થયા તુ મારા ઘરમાં આવી છે એટલામાં તેં તારી જાત જણાવવા માંડી કેમ ? તારાથી મને સ્વર્ગ મળવાનું નથી. મારે તો આ એકની એક છોકરી છે તેની સાથે આવી રીતે વર્તશે તે કદી ચાલવાનું નથી."

શૈલ આ સાંભળી માનસિક વેદનાથી બહુજ દુ:ખી થઇ. સાસુ પાસે જઇ નમ્રતા અને ભયપૂર્વક બોલી "મેં તો એમને ખોટું લાગે એવું કંઇ કહ્યું નથી."

લક્ષ્મી વચ્ચેજ બોલી ઉઠી "કહેવાનું બાકી પણ શું રાખ્યું છે?" શૈલ–"મેં તમને જાણી જોઇને કંઈ કહ્યું નથી. મશ્કરીમાં કહ્યું હતું છતાં તમને ખોટું લાગ્યું હોય તો માફ કરો."

લક્ષ્મીએ કહ્યું "બા આ મીઠી મીઠી વાત પર ભોળવાઇશ નહિ. બિચારી કંઇ જાણતીજ નથી. કેવી ચાલાકી ? 'મને માફ કરો' વાહ ! ચાર છ મહિના તો થયાં નથી એટલામાં કેટલી ચાલાકી ?"

માતાએ પુત્રીનો પક્ષ લઈ કહ્યું "બીજુ શું ? મારું નસીબજ એવું છે. છોકરીના લગ્ન કર્યાં તેમાં પણ સંતોષ ન થયો. છોકરાના લગ્ન કરી વહુ લાવ્યા તેમાં પણ આ દશા. બીજાને દોષ દીધાથી શું વળશે ? લક્ષ્મી તું એને કંઈ કહીશ નહિ. જેમની પુત્રવધુ છે અને જે એને લાવ્યા છે તેનેજ એ સુખ આપશે. શૈલબાળા આ વાત સાંભળી સહન કરી શકી નહિ. તેને આશા હતી કે સાસુ આવ્યા છે તે જરૂર ન્યાયપૂર્વકજ બોલશે. નણંદ ગમે તેમ બોલે પણ સાસુ ખરાબર વિચાર કરશે પણ આ તો ઉલટું થયું. તે પોતાના ભાગ્યને ધિક્કારતી માથે હાથ દઇ રડવા લાગી. લક્ષ્મીએ

માતાને સમજાવ્યું કે વહુ મને એમ કહે છે કે 'તું રોજ મારા કપડાં ઘરેણાં પહેરાવજે અને ચોટલો વાળજે દર મહીને હું તને કંઇક આપીશ."

લક્ષ્મી અને તેની માતાએ શૈલનો બહુજ તિરસ્કાર કર્યો અને મેણાં માર્યાં. શુકલજીને કાને આ વાત પહોંચતા તેમણે વહુને કહ્યું કે "આ તો કે બહુ અન્યાય થાય છે."

# ૩ હતભાગી શૈલ.

લક્ષ્મીના કેટલાક ગુણોના વર્ણના કરીએ? આજે એના મહોલ્લામાં પંડીતજીને ત્યાં કન્યાના લગ્ન હતાં. આજુબાજુના સર્વને નિમંત્રણ કર્યાં હતાં. લક્ષ્મીની માતાએ કહ્યું "લક્ષ્મી, પંડીતજીને ત્યાંથી નિમંત્રણ છે જશે ને?"

લક્ષ્મીએ મોઢું ચઢાવી કહ્યું "નહિ."

માતાએ કહ્યું "કેમ નહિ? નિમંત્રણ છે પછી શા માટે નહિ જાય? બધા જાય છે. તું પણ જા નહિ તો ખરાબ દેખાશે."

લક્ષ્મીએ કહ્યું "શું મોઢું લઇને જાઉં? બધાની વહુ દીકરીઓ સારા સારા ઘરેણાં પહેરી જાયછે અને હું આવા ભીખારી વેશે જાઉં? મારી તરફ જોઈ બધાને હસાવવા છે? નહિં જાઉં તેજ સારૂં છે." લક્ષ્મીના હાથમાં માત્ર કાચની ચાર બંગડી હતી બાકીના સર્વ ઘરેણા તેની સાસુએ ઉતારી લીધા હતા. પિતા પણ લોભી સ્વભાવના હતાં. નાણાંના ઘરેણાં ઘડાવવા કરતાં તેનું વ્યાજ ઉત્પન્ન કરવાનું તેમને

વધારે પસંદ હતું. છોકરીને માટે દાગીનામાં રૂપિઆ રોકવાની તેમનાં અર્થશાસ્ત્રમાં રજા નહોતી.

આ કારણોથી લક્ષ્મીને ઘરેણાંની આશા છોડવી પડી હતી. લક્ષ્મીના મનની વાત સાંભળી તેની માતાને બહુ દુઃખ થયું અને તે તેની સાસુને ગાળો દેવા લાગી. શૈલ આ વખતે ત્યાં આવી પહોંચી. લક્ષ્મીની માતાએ કહ્યું "શૈલ, તારી પેટીમાંથી ઘરેણાં કાઢીને લક્ષ્મીને આપ. જા લક્ષ્મી હવે પંડીતજીને ત્યાં જા."

લક્ષ્મીનું હૃદય માત્ર વૈરભાવથી ભરેલું હતું. તે બોલી "નહિં, મારા જવાથી ફાયદો નથી. કોઇની પાસથી ભાડે ઘરેણાં લઇ વળી તેનાં મ્હેણાં સાંભળવા મને પસંદ નથી."

શૈલે કહ્યું "મોટી બ્હેન એ શું કહો છો ? શું મારા ઘરેણાં તમે પારકા સમજો છો ? જે મારૂં છે તે તમારૂંજ છે. આવો હું મારે હાથેજ તમને સર્વ પહેરાવું."

શૈલે પેટી ખોલી એક પછી એક સર્વ દાગીના લક્ષ્મીને પહેરાવ્યા. પોતાના હાથોમાં પહેરેલી બંગડીઓ સુદ્ધાં લક્ષ્મીને પહેરાવી માત્ર પોતાનો ચુડો રહેવા દીધો. લક્ષ્મીનું શરીર શામળુ હતું. ઘરેણાં બહુજ સુંદર હતાં એટલે લક્ષ્મીનું સ્વરૂપ બહુ સુંદર દેખાવા લાગ્યું પણ તેના મુખ ઉપર એક જાતની વિકૃતિ હતી. " મેં મારી ભાભીના ઘરેણાં પહેર્યાં છે " વિગેરે વિચારો તેના મનમાં રમી રહ્યા હતા અને તેથી તે વિચલિત થઈ રહી હતી. જેના ચિત્તને સ્વસ્થતા નથી તે લાખો ઘરેણાં પહેરવા છતાં સુંદર દેખાતું નથી. ગમે તેમ થયું પણ ઘરેણાં પહેરી લક્ષ્મી પંડીતજીને ત્યાં ગઇ.

કાર્ય સમાપ્ત થયા પછી તે પાછી ઘેર આવી. આવતાં આવતાં રસ્તામાંથીજ તેણે બૂમ પાડી "ભાભી! તમારા ઘરેણાં લો. જુઓ કંઇ ભાંગ્યુ તો નથી?" એ પ્રમાણે ઘાંટા પાડતી પાડતી ઘરેણાં ઉતારવા લાગી. લક્ષ્મીને જલદીથી ઘરેણાં ઉતારતી જોઈ શૈલે કહ્યું "શું કરવા કાઢી નાખો છો? રહેવાદોને થોડા દિવસ! શું એ તમારા નથી કે આટલી ઉતાવળ કરો છો? તમને એ બહુ શોભે છે. વાહ! આ અછોડા તમારા ગળામાં કેવો સારો લાગે છે? આજથી એ તમેજ પહેરજો."

શૈલના આ શબ્દોથી પણ લક્ષ્મીને સંતોષ ન થયો. તે મનમાંજ વિચાર કરવા લાગી કે આ ઘરેણા લેવાથી ભાભી સાથે લઢી શકાશે નહિ. શૈલે અછોડા હંમેશ તેનેજ પહેરવા આપ્યો હતો તેથી પણ તે પ્રસન્ન થઈ નહિ. તેને એજ દુઃખ થવા લાગ્યું કે ભાભીની પાસેથી માગીને ઘરેણાં પહેરવા એ શું ઓછી શરમની વાત છે? શું કરવાથી આ સર્વ ઘરેણાં મારા થાય?

ખરેખર દુષ્ટ મનુષ્યોની પ્રકૃતિ બહુ વિચિત્ર હોય છે. શૈલની વાતમાં કંઇ બહાનું જડે તેમ ન હોવાથી લક્ષ્મી મનમાં વિચાર કરવા લાગી કે "ભાભી બહુ ચાલાક છે. મારે એનાં ઘરેણાં પહેરવા પડયા તેથી એને અભિમાન આવ્યું છે." શૈલના મનમા આવો સ્હેજ પણ વિચાર આવ્યો નહોતો પણ લક્ષ્મીને આ વિચારથી બહુ ખટકો લાગ્યો કારણ જેનો જેવો સ્વભાવ હોય છે તેવુંજ તે સામાને જુએ છે. મનમાંજ લક્ષ્મીએ આ સર્વ વિચાર કર્યાં પછી મોઢેથી તે પંડીતજીને ત્યાંની લગ્નની વાતો કરવા લાગી.

શૈલે નણંદના મોઢે આવી સારી વાતો કોઈ દિવસ સાંભળી નહોતી. આજ તેના મોઢેથી લગ્ન સંબંધી વાતો સાંભળી તેને બહુ આનંદ થયો અને તે પણ પોતાની નણંદની સાથે મધુરતાથી વાત કરવા લાગી. અનેક તરેહના ગપ્પા–સપ્પા ચાલવા પછી શૈલે લક્ષ્મીને કહ્યું કે "તમારા સ્વામી મોટા ઘરના છોકરા છે પણ કેવા આશ્ચર્યની વાત છે કે તમારી સામુ પણ જોતા નથી. તેઓ એમ કેમ કરેછે?"

શૈલનો આ પ્રશ્ન સાંભળી લક્ષ્મી વિરક્ત થઈ કહેવા લાગી "જવા દો. એ વાત ન કરશો. એવા મોટા ઘરના માણસના મોઢે આગ લાગો."

શૈલે કહ્યું "રામ રામ. આવું બોલવું શું તમને વ્યાજબી છે? તમે સાસરે જતા નથી તેથી તેઓ તમારા ઉપર પ્રેમ રાખતા નથી. જો તમે ત્યાં રહેતા હોત તો તેઓ જરૂર તમને સુખી કરતે. તેમને ત્યાં એટલી ધન સંપત્તી છે કે તમે જોઇએ તેવી મોજમાં રહી શકતે."

"એવી ધનસંપત્તી ઉપર દીવાસળી મૂકો. હું ભીખ માગીને દિવસ કાઢું પણ એવે ઘેર કદી ન જાઉં."

શૈલે કહ્યું "મોટી બ્હેન, એવું ન બોલો. આપણે સ્ત્રીઓ પુરૂષની દાસી છીએ. સ્વામી આપણા દેવસ્વરૂપ છે. હૃદયથી પતિ દેવતાની સેવા કરવી સ્ત્રીઓનો મૂખ્ય ધર્મ છે. જે સ્ત્રી સ્વામીની તનમનથી સેવા કરતી નથી તેનો સંસારમાં સ્ત્રી જન્મ નિષ્ફળ મનાય છે. સ્વામી સારા હોય કે નઠારા પણ સ્ત્રીઓને તો તે હંમેશા પૂજ્ય હોય છે. સાસરે સુખ હોય કે દુઃખ પણ તે હંમેશા સ્વર્ગ જેવુંજ ગણવું જોઇએ. કારણ કે જ્યાં દેવતાનો વાસ હોય તે સ્વર્ગ તો પછી પતિ દેવતા જે સ્થળે રહે તે સ્વર્ગ કેમ નહિ? સ્વામીના

ઘરનેજ પોતાનું ઘર ગણવું જોઇએ કારણ કે હજારો દુઃખો હોવા છતાં ત્યાં સ્વતંત્રતાથી રહી શકાય છે. અને બીજે સ્થળે અનેક પ્રકારના સુખ હોવા છતાં પરાધિન રહેવું પડે છે તેમજ ઓશિયાળો અવતાર કાઢવો પડે છે. જુઓ જ્યારે ભગવાન્ રામચંદ્ર વનમાં ગયાં ત્યારે સીતાદેવી પણ રાજ્યસુખનો ત્યાગ કરી તેમની પાછળ પ્રસન્નતાથી ગયા હતાં."

શૈલની આવી ઉપદેશપૂર્ણ વાતો સાંભળીને લક્ષ્મીને લઢવાનો લાગ જડયો. તે વિચાર કરવા લાગી કે ભાભી માત્ર બે મહીનાથી આવી છે એટલામાં તો મને આવો ઉપદેશ કરે છે. તે ક્રોધથી કંપી ઉઠી અને ડોળા કાઢી બોલી "હવે બહુ થયું. બંધ કરો. મારે તમારૂં ભાષણ સાંભળવું નથી. તમે તો મોટા પંડીતની દીકરી છો એટલે તમે બધું સમજો. હું તો સાધારણ માણસની છોકરી છું એટલે મને કયાંથી સમજાય? તમે તમારી પંડીતાઇ તમારા બાપને ત્યાજ બતાવી તેમનુંજ કલ્યાણ કરજો. તમે આજકાલના આવેલા મને કહેનાર કોણ? હું સમજું છું કે મેં તમારી પાસે ઘરેણા પહેરવા લીધા તેથી 'ઓશીયાળો અવતાર છે' એમ કહી તમે મને મ્હેણું મારો છો. લ્યો તમારૂં ઘરેણું." એમ કહીને લક્ષ્મી બધા ઘરેણા કાઢી શૈલની સામે ફેંકવા લાગી. ઉતાવળથી ઘરેણા કાઢતાં લક્ષ્મીના હાથમાં વાગ્યું અને લોહી પણ નીકળ્યું. એટલામાં ઘાંટાઘાંટ સાંભળી લક્ષ્મીની માતા ત્યાં આવી પહોંચી. પોતાની માને જોઈ લક્ષ્મી જોરથી ઘાંટો પાડી રડવા લાગી અને રડતાં રડતાં બોલી "બા, મેં તને પહેલેથીજ નહોતું કહ્યું કે મારે લગનમાં નથી જવું? તેં નાહક મને ભાભીના ઘરેણા પહેરાવી મોકલી. હું તને કહેતીજ હતી

કે મારે પાછળથી મ્હેણાં સાંભળવા પડશે. જો આ ભાભી મને કેવી કેવી વાતો સંભળાવે છે ? હે વિધાતા ! શું મારા નસીબમાં તેં આવુંજ લખ્યું છે. આવા શબ્દો સાંભળતાં પહેલાં હું મરી કેમ જતી નથી ?" એટલું કહી તે માથુ કુટવા લાગી. પોતાની પુત્રીની આવી દશા જોઈ લક્ષ્મીની માના હૃદયને બહુ આઘાત થયો. તે ક્રોધથી કહેવા લાગી " વહુ, તું હંમેશ આમ કરે છે. નાના મોટે મોટી વાતો કરવાની તને ટેવ પડી છે. મારી છોકરી તો જાણે તારી દુશ્મનજ છે. ઠીક છે. જે ઘરેણાને લીધે તેં મારી છોકરીને મ્હેણાં માર્યાં છે તે ઘરેણાં હવે હું તને પહેરવા દેનાર નથી." એટલું કહી શૈલના સર્વ દાગીના ઉપાડી તેણે પોતાની પેટીમાં મૂકયા. હવેજ લક્ષ્મીની ઇચ્છા પુરી થવાથી તેને શાંતી થઈ તોપણ હજી તેના મનમાં એક ઇચ્છા બાકી રહી. આ ઘરેણાંને લીધેજ તેણે લઢાઈ કરવા માંડી હતી અને તેમાં તો તેને સફળતા પણ મળી છતાં આ બીજી ઇચ્છા પુરી થયા શિવાય તેનો અન્તરાત્મા પુરેપુરો શાંત થયો નહિ. શૈલ પોતાના પિતાને ત્યાંથી પોતાની સાથે સારા સારા પુસ્તકો લાવી હતી અને નવરાસની વખતે તે વાંચતી હતી. લક્ષ્મી અભણ હતી તેથી શૈલને વાંચતા જોઈ અને પુસ્તકોની ઉપદેશપૂર્ણ વાતો સાંભળી શૈલના શિક્ષણ તરફ તેને ઈર્ષ્યા ઉત્પન્ન થઇ. એક સમયે લાગ જોઈ લક્ષ્મીએ શૈલના સર્વ પુસ્તકો ખુંચવી લઈ " ગૃહસ્થની પત્નીને આખો દિવસ વાંચવું લખવું શું ? એ તમારા બાપને ત્યાં પાલવે અમારે ત્યાં નહિ ચાલે. એવું કરવું હતું તો કોઇ મોટા શહેરમાં માસ્તરાણી થઇને રહેવું હતું. અહિં શું કામ આવ્યા ?" એટલું બોલી એક કબાટમાં પુસ્તકો સંતાડી તાળું માર્યું.

આ અણધારી ઘટના જોઈ શૈલ અવાક્ થઈ ગઈ. હતભાગી શૈલ ! ફુરસદની વખતે પુસ્તકો વાંચી દુઃખમાં સંતોષ મેળવતી હતી તેટલું સાધન પણ ગુમાવી બેઠી.

## ૪ દોષારોપણ.



શૈલના દુખની સીમા રહી નહિ. માતાપિતાની લાડકી પુત્રી, પાંચ ભાઈઓની પ્યારી બ્હેન શૈલના દુઃખનો પાર નહોતો. બાર વર્ષ સુધી બહુજ લાડમાં ઉછરતાં દુઃખ શેને કહે છે તે સ્વપ્નમાં પણ જાણતી નહોતી. કોઈ ભૂલથી પણ તેને ધમકાવતું નહોતું. આજ તેજ શૈલબાળા માતાપિતાથી દૂર, વિદેશમાં અનેક પ્રકારના દુઃખોનો અનુભવ કરી રહી છે. અહીં ધીમે ધીમે આ રીતેજ છ મહીના વીત્યા પણ અત્યાર સુધીમાં તેની સાથે કોઈ પ્રેમપૂર્વક બોલ્યું પણ નહોતું. અત્યાર સુધી તે પણ કોઇને પોતાના હૃદયના ભાવ જણાવી શકી ન હોતી. તેના હૃદયમાં હંમેશ દુઃખ અને ચિન્તાનો અગ્નિ પ્રજ્વલિત થઈ રહ્યો હતો.

મનોવેદનાથી ત્રાસ થવા છતાં તેને રડવાને પણ વખત મળતો નહોતો. આખો દિવસ ઘરનું કામ કરવામાં જતો હતો. તેના સાસરામાં માત્ર સસરા, સાસુ અને નણંદજ હતાં. તેનો સ્વામી કટકમાં ભણતો હતો. પોતાના નાનકડા કુટુંબને માટે નોકરોનો ખર્ચ કરવો શુકલજી ઉચિત સમજતા નહોતા. પહેલા બધુ કામ તેની ગૃહિણી અને લક્ષ્મી

કરતાં હતાં. પણ હવે સાસુ–નણંદે ઘરનો બધો ભાર વહુના ઉપરજ નાખી દીધો.

ઘરનું કામકાજ કરવામાં શૈલને અઘરૂ લાગતું નહિ કારણ કે તેણીની માતાએ બાળપણથીજ તેને તેમાં પ્રવિણ બનાવી હતી. પરંતુ કામ કાજમાંથી પરવારતા પહેલાજ ઇર્ષ્યાખોર સાસુ–નણંદ તેને માટે નવા કામ શોધીજ રાખતા. આથી શૈલને સહેજ પણ આરામ મળતો નહિ. વહુના આવતા પહેલા તો લક્ષ્મી કંઈ કામકાજ કરતી પણ હવે તે પુરેપુરી શેઠાણી બની બેઠી, તે હંમેશ પોતાની તબીયત સારી ન હોવાથી ફરીયાદ કરતી. તેને માટે ખાવાનું પણ તેના ઓરડામાં આપી આવવું પડતું. આખો દિવસ મહોલ્લાના ઘર ગણતી વખતે તેની તબીયત કેમ સારી થઈ જતી તે ભગવાન્ જાણે!

આટલું કરવા છતાં સાસુ–સસરાના કૃપા પાત્ર થઈ શકાતું હોત તો શૈલને કંઇક સંતોષ થાત પણ વહુ સાથે સારો વ્યવહાર કરવાની શૈલના સાસરાના શાસ્ત્રમાં મનાઈ હતી. કોઇક વખત આનંદમાં હોય ત્યારે શુકલજી કંઇક પ્રેમપૂર્વક વાત કરતા કારણ કે તેમને સ્વચ્છતા બહુ પસંદ હતી. શૈલના આવ્યા પહેલા ઘરનું આંગણું તેમને જાતે સાફ કરવું પડતું પણ શૈલે એવા પ્રકારના બધાજ કામ પોતાને માથે ઉપાડી લીધા હતા. શૈલના આવ્યા પછી તેમને ભોજન પણ ઉત્તમ પ્રકારનું મળતું હતું કારણ કે શૈલ પોતાની માતા પાસે ઉત્તમ પ્રકારે રાંધતા શીખી હતી. શૈલના આવ્યા પહેલા શુકલજીને એ બાબતમાં પણ અસંતોષ હતો.

આ કારણોથી શુકલજી કોઇ વખત બોલી ઉઠતા કે "વહુ બીજી રીતે ગમે તેવી હોય તોપણ રાંધવામાં અને કામકાજમાં બહુ કુશિયાર છે." આ વાત સાંભળી તરતજ લક્ષ્મી અને તેની માતા બોલી ઉઠતા કે "રહેવા દો. જાણ્યું હવે ! અમને શું નહિ આવડતું હોય ! માલ મસાલા પુષ્કળ પડે તો રસોઈ જોઇએ તેવી થાય ! ચાર ચીજ કરવામાં જેટલો મસાલો જોઇએ તેટલો એક ચીજમાં નાખે એટલે તમને સ્વાદીષ્ટ લાગેજ તો. અને કામ-કાજ શું વહુ એકલીજ કરે છે ? આ અમે જાત તોડીને મરીએ છીએ તેનો તો તમને હીસાબજ નથી,"

બ્હેનો ! અવિશ્વાસ ન કરશો. આર્ય સંસારમાં આવી કુળવાન (!) સાસુ-નણંદોની ખોટ નથી. કદી તમને સાસુ બનવાનુ સૌભાગ્ય પ્રાપ્ત થાય તો વિચારજો કે તમે પણ એક વખત તમારી સાસુની વહુ હતા અને તેમના દુષ્ટ વર્તનથી તમારા આત્માને ક્લેશ થતો હતો. અસ્તુ.

શુકલજીના મહોલ્લામાંજ રહેતા પંડીતજીને વિમળા નામે એક પુત્રી હતી. તળાવપર નહાવા અને પાણી ભરવા જતી વખતે તેનો અને શૈલનો ઘણી વખત મેળાપ થતો અને ધીમે ધીમે બંને વચ્ચે સ્નેહ ઉત્પન્ન થયો. શૈલને સુખદુઃખની વાત કરવા બ્હેનપણીની ઇચ્છા હતી તે પૂર્ણ થઇ. વિમળા બહુ મળતાવડા સ્વભાવની હતી. ફુરસદની વખતે શૈલ પાસે આવી તે કામકાજમાં મદદ કરવા લાગતી. શૈલનું કષ્ટ જોઈ તેને દિલાસો આપતી અને કદી કદી પોતાના સુખદુઃખની વાતો પણ કરતી.

એક દિવસ સાસુ-નણંદે શૈલને બહુ ગાળો દીધી. શૈલ રડતી

રડતી તળાવપર વાસણ માંજતી હતી તે સમયે વિમળા પણ ત્યાં આવી પહોંચી. શૈલને રડતી જોઇ વિમળાએ મધુર સ્વરથી કહ્યું "શૈલ! કેમ રડે છે? આજ શું તારી સાસુએ કંઈ કહ્યું છે? વિધાતાને પણ ધિક્કાર છે કે જેણે તારા પ્રારબ્ધમાં આટલું બધું દુઃખ લખ્યું છે."

શૈલે આંસુ લુછતાં કહ્યું "વિમળા! બ્હેન! શું કહું? આ ભાગ્યનુંજ ફળ છે. મને માત્ર તારોજ દિલાસો છે.

વિમળાએ કહ્યું "તું તારા બાપને કેમ પત્ર નથી લખતી?"

શૈલે કહ્યું "બ્હેન! એમ કેમ બને? મારા માબાપ શું મોઢું લઇને તેડવા આવે? તે લોકોનું આ બધાએ એવું અપમાન કર્યું છે કે હવે તેમનો આ સ્થળે પગ મૂકવાનો પણ ધર્મ રહ્યો નથી. મારે લીધે બિચારા મારા બા-બાપ અને ભાઇઓએ બહુ કષ્ટ સહન કર્યું છે. એક વખત મેં મારી માતા ઉપર પત્ર લખ્યો હતો મારા દુઃખની વીગત જાણી તેમને બહુ દુઃખ થયું અને મને તેડાવવા બહુ વિનય પૂર્વક તેમણે પત્ર લખ્યો હતો પણ તેમાં કંઈ વળ્યું નહિ. હું મારી માને કાગળ લખતી હતી તે વાત મારી નણંદને ખબર પડી તેથી મારે પુષ્કળ સહન કરવું પડયું છે. પત્ર લખવાથી નાહક માતાના જીવને કલેશ થાય છે."

વિમળા આ વાત સાંભળી રડી પડી. અશ્રુપુરિત નેત્રે તેણે કહ્યું "અરે! આ બધાનું હૃદય પથ્થર કરતાં પણ કઠણ છે, કે આવી ભલી વહુને નાહક કષ્ટ આપે છે. ભગવાનની એમાં પણ કોણ જાણે શું મરજી હશે! શૈલ, હવે તું તારા ધણીને પત્ર લખ. તે બુદ્ધીવાન છે

એટલે તારા દુઃખના સમાચાર વાંચી જરૂર કંઈ ઉપાય શોધી કાઢશે."

શૈલ શરમાઈ ગઈ અને કંઈ જવાબ ન આપ્યો.

વિમળાએ " કહ્યું કેમ ચુપ થઈ ગઈ?"

શૈલે કહ્યું "એમ કરવાથી શું થશે ?"

વિમળાએ કહ્યું 'કેમ શું થશે ? એમાં ખોટું પણ શું છે ? પત્ર લખીને મને આપજે હું ગુપ ચુપ મોકલી દઈશ. કોઇ જાણવાનું નથી."

શૈલે કહ્યું "લગ્ન સમયેજ માત્ર તેમને જોયા હતા. મારે તેમની સાથે સ્હેજ વાતચીત પણ થઇ નથી" વિમળાએ કહ્યુ "તેમાં શું ? વાતચીત નથી થઇ તોપણ શું હરકત છે ? પત્ર લખવામાં તારૂં શું જાયછે !"

શૈલે કહ્યું "તેમને પત્ર લખવાથી શું વળશે ? તેઓ થાડુંજ મારૂં દુખ દૂર કરી શકવાના હતા ? મારા દુઃખની વીગત જાણી નાહક તેઓ દુઃખી થશે. હાલ તેઓ ભણવાની ચિંતામાં પડયા છે તેવે સમયે પત્ર લખી તેમની ચિંતામાં વધારો કરવો મને ઠીક લાગતો નથી. વિમળા, જેમ ચાલે છે તેમજ ચાલવા દે. ઇશ્વરની ઇચ્છા હશે તો મારૂં દુઃખ આપોઆપ નષ્ટ થશે.

વિમળા—બ્હેન ! મેં તારા જેવી સદ્દગુણશાળી સ્ત્રી કોઇ જોઇ નહિ. હવે તને સારૂ લાગે તેમ કર. હું જાઉં છું, તું પણ ઘેર જલ્દી જા. મોડું થવાથી અમથી ગાળો સાંભળવી પડશે.

શૈલ—વિમળા જરા ઉભી રહે હજી એક વાત કહેવી છે.

વિમળા—ઠીક, કહે શું કહેવું છે ?

શૈલ—કાલે હું ઘાટ ઉપર ન્હાતી હતી ત્યારે પેલી જમના ડોસી પણ ત્યાં ન્હાવા આવી, મને જોઈને તે મીઠી મીઠી વાતો કરવા

લાગી. હું તો તેની સાથે કોઈ વખત બોલતી નહોતી તેથી તેની સાથે વાત કરતા મને શરમ લાગી. પણ શું કરું ? એણે મારો: કેડો છોડયો નહિ અને બહુ આગ્રહથી મને બોલાવવા લાગી એટલે મારે ન છુટકે તેની સાથે બોલવું પડયું.

વિમળા—જમનાડોસી ? જો જે ભૂલ ન ખાતી. એવીને એવીજ મીઠી વાતો કરી પેલા પંડયાના ઘરની વહુનું એણેજ સત્યાનાશ કાઢયું હતું. બિચારી નિર્દોષ સ્ત્રીને જીંદગી સુધી કલંકીત કરી મૂકી. ઠીક, તે તને શું કહેતી હતી ?

શૈલ—અનેક પ્રકારની મીઠી મીઠી વાતો કર્યાં પછી તેણે મને શિખામણ આપી કે "તું નાહક શું કામ દુઃખ વેઠે છે તારા પીયેર કેમ ચાલી જતી નથી ? " " મેં કહ્યું મારી મરજી હોવા છતાં પણ ક્યાં જઈ શકાય તેમ છે ? " તે બોલી " તું એક કામ કર. ગમે તે રીતે નાસીને મારે ઘેર ચાલી આવે તો હું તારા બાપને ઘેર પહોંચાડવાની વ્યવસ્થા કરી આપીશ. "

વિમળા—હં, પછી તેં શું કહ્યું ?

શૈલ—વિમળા ! ન્હાનપણમાં મેં મારી માને મોઢે સાંભળ્યું હતું કે દુષ્ટ માણસોની સોબત કંટકમય વૃક્ષોની છાયા જેવી હોય છે. મેં વિચાર્યું કે નસીબમાં જે લખ્યું છે તે મુંગે મોઢે સહન કરવુંજ ઉચિત છે. દુષ્ટ માણસોના સંબંધથી પોતાને હાથે પોતાનો નાશ કરવો ઠીક નથી. એવો વિચાર કરી મેં કહ્યું "હું મારે પીયર જવા ઇચ્છતી નથી. મને અહીં શું દુઃખ છે ?" એ સાંભળી તે કંઈક ગુસ્સે થઈ બોલી "ન જવું હોય તો તારી મરજી. મારૂં શું જાય છે ? ખુશીથી સાસુની ગાળો સાંભળ." એટલુંજ કહી ચાલી ગઇ. વિમળા

પણ મનમાંજ શૈલને અનેક ધન્યવાદ આપતી ઘેર ગઈ. શૈલ પણ વિચાર માંને વિચારમાં ઘેર આવી. તેણે વિચાર કરવા માંડયો કે "વિમળાએ એમને કાગળ લખવાનું કહ્યું છે લખું કે નહિ? કોઇ વખત લખ્યો નથી એટલે શરમ આવે છે. કોઈ વાર સ્હેજ વાત પણ થઇ નથી. કદી કાગળ લખું અને એ મને નિર્લજ સમજે તો? મારા દુઃખની વાત સાંભળી તેમને બહુ કષ્ટ થશે. ભલે તેઓ સુખમાં રહે. માત્ર એકજ વાર હું તેમના દર્શન કરી શકતે તો કષ્ટમાં પણ મને બહુ સુખ થતે. કાગળ તો નહિ લખું. રજામાં તો એ ઘેર આવશેજ. મા દુર્ગા! તું એમને કુશળ રાખજે. આ ભાગ્યહીનને સમગ્ર સંસારમાં માત્ર એ એકજ આશ્રય છે."

પોતાના સ્વામીનો વિચાર કરતાં શૈલના સંતપ્ત હૃદયને પરમાનંદ થયો. પત્ર લખવાનો વિચાર નહોતો છતાં મનોવેગથી પ્રેરાઈ તેણે પત્ર લખવા માંડયો.

" દેવ!

આ દુઃખના સમયમાં પણ આપના સ્મરણથી સર્વ દુઃખ ભુલી જાઉં છું. તમને યાદ કરવાથી મને કેટલો આનંદ થાય છે?"

શૈલે એ શિવાય પત્રમાં અનેક વાતો લખી એટલામાં લક્ષ્મી ત્યાં આવી પહોંચી. ઘરનું કામકાજ કરવાનું મુકી શૈલ કાગળ લખવામાં વખત ગુમાવે છે તે જોઈ લક્ષ્મી ક્રોધથી સળગી ઉઠી. તેણે એકદમ શૈલના હાથમાંથી કાગળ અને કલમ છીનવી લીધા. લક્ષ્મીએ ચૌદ વિદ્યાનો ઘાણ કાઢી નાખ્યો હતો તેથી કાગળ તો વાંચી શકી નહિ. માત્ર એટલું અનુમાન કરી શકી કે આ પત્ર કોઇના ઉપર મોકલવાજ શૈલે લખ્યો છે. તેણે ધાર્યું કે શૈલ સાસુ નણંદની નીંદા લખી આ

પત્ર તેના બાપ ઉપર મોકલાવતી હશે. એવો વિચાર કરતી કરતી ક્રોધથી બોલી "કેમ તમારા પિતાજી પાસે સાસુ–નણંદની ફરીયાદ કરવાની અરજી લખતા હતા કે? કેવા નિર્લજ છે. આજ વરસ દહાડો થયા સામુ પણ જોતાં નથી એવા બાપ ભાઈ ઉપર કાગળ લખવા બેઠા છે. તમારી જગાએ હું હોત તો એવા મા બાપનું નામ પણ ન દેત."

લક્ષ્મીનો અવાજ સાંભળી તેની મા આવી પહોંચી. લક્ષ્મીએ મા સામે કાગળ ફેંકી કહ્યું "આ જુઓ તમારી વહુના પરાક્રમ. બાપને કાગળ લખી રહ્યા છે."

સાસુજીને એ સાંભળી બહુ ક્રોધ ઉત્પન્ન થયો. તે બોલી "આ તો તદ્દન શરમ વગરની છે. ઠીક, એમાં શું લખ્યું છે?"

લક્ષ્મી તરતજ મહોલ્લામાંથી એક છોકરાને કાગળ વંચાવવા બોલાવી લાવી. પહેલા તો કંઈ સમજ પડી નહિ પણ તરતજ તેણે તેની માને કહ્યું કે "શૈલ ખરાબ ચાલચલણની છે અને કોઇ પર પુરૂષ ઉપર આ પ્રેમપત્ર લખતી હતી." પુત્રીની વાતમાં માતાને સંપૂર્ણ વિશ્વાસ હતો. તેણે શૈલને બહુ ગાળો દીધી અને ત્યાર પછી મા દીકરી શુકલજી પાસે ફરીયાદ કરવા ગયા. શૈલ ભય અને શરમથી સુનમુન બની ગઇ અને ચારે તરફ વ્યાકુળ દ્રષ્ટીથી જોવા લાગી.

શુકલજી:પાસે જઇ લક્ષ્મી અને તેની માતાએ પેલો કાગળ તેમની સામે ફેંકી કહ્યું "જુઓ, તમારી પુત્ર વધુના સદ્ગુણ! અમે તો પહેલેથીજ જાણતા હતા કે એ કોઈ દહાડો કલંક લગાડશે."

શુકલજીએ ચશ્મા ચઢાવી કાગળ બે ત્રણવાર વાંચ્યો પણ ગૃહિણીનું કહેવું સમજી શક્યા નહિ. તેમણે પૂછ્યું "આમાં શું છે?"

ગૃહિણી ક્રોધથી બોલી "શું છે? જાણે પોતે તો કંઈ સમજ-તાજ નથી. કાગળ વાંચ્યાથી સમજાતું નથી?"

શુકલજીએ કહ્યું "સમજાય છે કે આ પત્ર નારાયણ ઉપર લખાયો છે."

ગૃહિણી—હા, હું ધારતીજ હતી કે તમરી ધ્યાનમાં એ વાત નહિ આવે. નારાયણ સાથે એને વાતચીતનો પણ પ્રસંગ મળ્યો નથી તો તેના ઉપર કાગળ કેમ લખે? આ કમજાત આપણે ત્યાં ક્યાંથી આવી? એના જાદુથો તમારી બુદ્ધીને પણ ભ્રમ થઈ ગયો છે. ભગવાન્ મારા પુત્રનું મંગળ કરે."

પોતાની પત્નીની આ વાત સાંભળી શુકલજી હાર્યા અને ગુપ-ચુપ સાંભળવા લાગ્યા લક્ષ્મીની માએ કહ્યું કે 'કે તમારી પુત્ર વધુ પર પુરૂષમાં આશક્ત છે. તે વ્યભિચારીણી આપણા કુળને કલંક લગાડે છે. એવી શંખણીનું આપણા ઘરમાં કામ મથી.

આ પ્રપંચ કથા સાંભળી શુકલજી પણ ગુસ્સે થઈ બોલ્યા "જો એમ હોય તો વહુને હવે અહીં રાખવાની જરૂર નથી. તેના બાપને ત્યાં મોકલી દઈશું અને નારાયણને માટે બીજી કન્યા શોધી કાઢશુ"

શુકલજી અને ગૃહિણી આ વાત કરતા હતા તે વખતે લક્ષ્મી પાસેજ બેઠી હતી. તેણે શૈલને તેના પિતાને ત્યાં મોકલવાની વાત સાંભળી વિચાર કર્યો કે આ તો ખોટું થાય છે. જો ભાભી એના બાપને ત્યાં ચાલી જશે તો ઘરનું બધુ કામ મારેજ કરવું પડશે. એવો વિચાર આવવાથી તે બોલી કે નહિ એમ કરવું સારૂ નથી. તમે

એને કાઢી મૂકશો તો લોકોમાં આપણે માટે વાતો થશે અને એમ થવાથી ભાઇને માટે બીજી કન્યા લાવતા મુશ્કેલી પડશે." લક્ષ્મીની વાતને તેની માએ પણ ટેકો આપ્યો. શુકલ મહાશય શરમાઇને ચુપ થયા. સહજવાર પછી તેમણે કહ્યું "જો એમ હોય તો એને અહીં રાખો પણ હું હવે તેના હાથનું રાંધેલુ ખાઇશ નહિ એટલુંજ નહિ પણ પાણી સુદ્ધાં પીશ નહિં. એના હાથનું પાણી પીને હુ અપવિત્ર નહિ બનું."

શુકલજીની આ વાત સાંભળી લક્ષ્મી અને તેની માતાને બહુ કષ્ટ થયું તે બન્ને વિચાર કરવા લાગી કે 'હવે આપણે રાંધવુ પડશે તેમજ ઘરનું કામ પણ આપણેજ કરવું પડશે. આ તો બકરૂં કાઢતાં ઊંટ પેઠું. એને કલંકિત કરવા જતાં ઘર કામનો બોજ આપણે માથે આવી પડયો.'

બિચારા ભલા મા દીકરી શૈલ આવી ત્યારથીજ કામકાજને હાથજ લગાડતા નહોતા. શુકલજી પાસેથી વિદાય થઈ બન્ને જણાએ શૈલનો બહુજ ધિક્કાર કર્યો તેમજ આજુબાજુના પડોસીઓમાંથી કોઇ કોઇનું એમ પણ કહેવું છે કે તે દિવસે શૈલને તેની સાસુએ પુષ્કળ ગાળો દીધી અને નિર્દોષ બાળાને માર માર્યો.

હતભાગિ શૈલ હવે શું કરશે ? તે હવે ઘરની નોકરડી જેવી થઈ પડી. સાસુ સસરાની દ્રષ્ટીમાં તે કલંકિત, પાપિષ્ટા દેખાવા લાગી. એકવાર હ્રદયમાં દુ:ખનો આવેગ થવાથી તેણે વિચાર કર્યો કે વિષ ખાઇને અથવા ફાંસીથી આત્માહત્યા કરૂં. પણ એમ કરવાથી માતા પિતા અને સ્વામીના હ્રદયમાં હંમેશને માટે જ્વાળા સળગતી રહેશે. એ વિચારે તેણે પોતાની ઇચ્છાનો ત્યાગ કર્યો અને રડતાં રડતાં પરમેશ્વર પાસે મૃત્યુ માગવા લાગી.

# ૫] દુઃખનો મહાસાગર.

શૈલના ભાગ્યમાં આ સર્વ દુઃખ તો સાધારણ હતું પણ એનાથી મોટું દુઃખ પણ તેના લલાટે લખાયું હતું. શૈલનો સ્વામી લગ્ન કરીને ઘેર આવ્યા પછી બીજેજ દિવસે કટક ચાલ્યો ગયો હતો. ભણવામાં વિક્ષેપ થશે તેથી બે દિવસ પણ રહ્યો નહિ અને ત્યારથી અત્યાર સુધી આખા વર્ષમાં તેને ઘેર આવવાનો અવકાશ મળ્યો નહોતો. શૈલ ધારતી હતી કે રજામાં સ્વામી જરૂર ઘેર આવશે પણ એ આશા નિષ્ફળ નીવડી. ગામના તમામ છોકરાઓ ઘેર પાછા ફર્યા પણ નારાયણનો પત્તો નહોતો. નારાયણ ન આવ્યો તેથી કંઈ નુકશાન ન હોતું પણ તેના સંબંધમાં પાછા ફરેલા છોકરાઓએ બહુજ દુઃખદાયક વાત કહી. શુકલજીએ પુત્રને ઘેર ન આવેલો જોઈ કટકમાં પોતાના ઓળખીતાઓ પર તાર કર્યો. તેના જવાબમાં તે લોકોએ જણાવ્યું કે "નારાયણ ભણવા ગણવાનું છોડી દઇ નઠારા માણસોની સોબતમાં ફરે છે. ખર્ચને માટે જે રૂપિઆ મોકલાય છે તે દારૂમાં વપરાય છે અને દિવસે દિવસે વધુ બગડતો જાય છે."

પુત્રની આ શોચનીય અવસ્થા સાંભળી શુકલ મહાશયને બહુ કષ્ટ થયું. તે કંજુસ હોવા છતાં પુત્રને ભણાવવાની ઇચ્છાથી ખર્ચને માટે દર મહીને પચીસ રૂપિઆ મોકલતા હતા. ઉપરોક્ત વાત સાંભળી તેમના મનોદુખની સીમા રહી નહિ. નારાયણને તેડી લાવવા તેઓ તુરતજ કટક રવાના થયા.

આ વર્તમાન સાંભળી શૈલની શું અવસ્થા થઈ હશે ? તેને મા હતી, બાપ હતા, પાંચ બંધુ હતા, સાસુ સસરા સર્વ હતા પણ તે કોઈનું સુખ ભોગવી શકતી ન હોતી. સર્વ પાસેથી સુખમેળવવાની તેની આશાનો નાશ થયો હતો. માત્ર પતિની દયા દ્રષ્ટીની આશામાંજ તે જીવન ધારણ કરી રહી હતી. આટલું દુખ, આટલી નીંદા, આટલું અપમાન સર્વને તુચ્છ સમજી માત્ર સ્વામીને માટે જીવતી હતી. આજ અકસ્માત તેના આ અચિન્તીત અધઃપતનની વાત સાંભળી તેને સમગ્ર વિશ્વમાં અંધકાર ફેલાયો હોય એમ લાગ્યું. તેના દુઃખ વાદળમાં આશાની એક ઝાંખી જ્યોતી રેખા દેખાતી હતી તે પણ અદ્રશ્ય થઇ. જીવનની એક માત્ર આશા નિરાશામાં બદલાઈ અને આખા શરીરમાં લોહીને બદલે વિષ દોડતું હોય તેમ લાગ્યું. માતા પણ પુત્રના સમાચાર સાંભલી રડવા લાગી અને 'પુત્રની અવનતીનું કારણ દુર્લક્ષણા વહુજ છે' એમ કહી શૈલને અનેક ગાળો દેવા લાગી શૈલના ઘા ઉપર મીઠું છંટાયું. દુઃખને લીધે આજ બે દિવસથી ખાવું પીવું છોડી તે શૈય્યાવશ થઈ રહી હતી. ભૂખ ન હતી, તરસ ન હતી, નીંદ્રા ન હતી માત્ર રાત દિવસ આંખોમાંથી આંસુઓની ધારાઓ વહ્યા કરતી. બે દિવસ સુધી નિરાહાર રહી પણ કોઈએ તેને પાણી પીવાનું પણ પૂછ્યું નહિ. વિમળા માત્ર તેની સખી–તેને ચહાનારી હતી પણ તેની સાસુ નણંદે તેને પોતાને ઘેર આવવાની ના કહી હતી. શૈલ પાસે એવું કોઈ ન હોતું કે જેની પાસે પોતાના દુઃખની વાત કહી કંઇ શાન્તિ મેળવી શકે. વિમળાએ બધું સાભળ્યું હતું પણ લક્ષ્મી અને તેની માના ભયથી તેને ઘેર જઈ તે શૈલને મળી શકતી નહોતી. શૈલે બે દિવસથી ખાધું નથી એવું જાણ્યા પછી તેનાથી રહેવાયું નહિ. નિરાશ્રય શૈલને માટે તેના હૃદયમાં બહું દુઃખ થયું. ખરી વાત છે કે જેના હૃદયમાં ખરા પ્રેમની

લાગણી હોય છે તે અનેક અપમાન અથવા આત્મનિંદા સહન કરે છે. લક્ષ્મી અને તેની માએ વિમળાનું બહુ અપમાન કર્યું હતું અને ગાળો દીધી હતી તેમજ તેને પોતાને ઘેર આવવા સાફ ના કહી હતી છતાં શૈલની દુઃખી અવસ્થા સાંભળી તે સર્વને ન ગણકારતા શૈલને મલવા તેને આશ્વાસન આપવા તે તરત શુકલજીને ઘેર આવી. તેણે જોયું કે શૈલનું શરીર સુકાઈને બીલકુલ હાડપીંજર જેવું થઇ ગયું છે અને તે આંખોમાંથી આંસુની ધારાઓ વર્ષાવતી એક ખાટલાપર પડી છે. તેનું સુકોમળ શરીર કાળુ પડી ગયું હતું, આંખો ઉંડી ઉતરી ગઈ હતી અને કેટલાએ વખતથી મંદવાડ ભોગવતી હોય તેવી અવસ્થા થઈ ગઇ હતી. આ જોઈ વિમળાની આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યા. તે ધીરે ધીરે શૈલના માથાપર હાથ ફેરવી બોલી "શૈલ! બ્હેન ? આ પ્રમાણે ખાધા શિવાય કેટલા દિવસ ચાલશે? ભાગ્યમાં લખેલું દુઃખ શું મીથ્યા થઇ શકે છે? તું સમજુ હોવા છતાં આમ કેમ કરે છે? ઉઠ અને કરૂણામય ભગવાનનું સ્મરણ કર. સુખ પાછળ દુઃખ અને દુઃખ પાછળ સુખ લખેલુંજ છે. ઇશ્વરનું સ્મરણ કર. તેજ તને આ દુઃખમાંથી મુક્ત કરશે. શરીરને અમથું કષ્ટ આપવાથી શું વળશે ?"

વિમળાને જોઇને અને તેની પ્રેમભરી વાતો સાંભળીને શૈલનું હૈયું ભરાઇ આવ્યું. વિપત્તિના સમયમાં પોતાને ખરા પ્રેમથી ચહાનારને જોઈ દુઃખનો વેગ બમણો થઈ જાય છે. શૈલ વિમળા પાસે ધ્રાંટો પાડી રડવા લાગી. વિમળાની આંખોમાંથી પણ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તે પોતાના લુગડા વતી શૈલની આંખો લુછતાં બોલી "બ્હેન ! જરા શાંતી રાખ. આમ ગાંડી શું થાય છે ! સીતા અને તારામતી જેવી રાણીઓને પણ મહાભારત દુઃખો વેઠવા પડયા હતા

તો આપણે શું વિસાતમાં ? જરા મન કબજે રાખ. તારા ભાગ્યમાં સુખ હશે તો કાલે સવારે સુખી થશે. તુ આટલું ભણેલી હોવા છતાં ધૈર્ય કેમ છોડી દે છે."

શૈલે રડતાં રડતાં કહ્યું " વિમળા અત્યાર સુધી તો બહુ સહન કર્યું પણ હવે નથી થતું. મનુષ્ય હૃદય આથી વધારે કેટલું દુઃખ સહન કરી શકે? મેં પૂર્વજન્મમાં કોણ જાણે એવું શું પાપ કર્યું હશે કે આ ભવ આ કષ્ટો સહન કરવા પડે છે. હવે તો મૃત્યુ આવે તોજ મારો આ અસીમ દુઃખમાંથી છુટકો થાય. નહિ તો હજુ મારા ભાગ્યમાં કોણ જાણે બીજા કેવાં કેવાં દુઃખો લખાયા હશે.'

વિમળાએ કહ્યું " ધીરજ રાખ બ્હેન ! આમ અધીરી શું થાય છે ? બીજાને શીખામણ આપે છે અને પોતે કેમ ધીરજ રાખતી નથી ? વળી લોકોની વાત સાંભળી આટલા વિકળ થવું પણ સારૂં નથી. નવરાઓને શું ? એકની અનેક વાતો કરે. ઇશ્વરની કૃપા હશે તો બધીએ વાત જુદી પડશે. તારા જેવી નિર્દોષ સ્ત્રીને ભગવાન્ એવું હંમેશનું દુઃખ નહિ આપે."

શૈલે કહ્યું " હું પણ અત્યાર સુધી એવોજ વિચાર કરતી હતી કે મારૂં દુઃખ લાંબો સમય સુધી રહેવાનું નથી. આજે નહિ તો કાલે પણ હું સુખી થઇશ પણ હવે એ આશાનો નાશ થઇ ગયો. મારા વિચાર પર પાણી ફરી ગયું. હું ભાગ્યહીન છું. મારે લીધેજ તેમની આવી દુર્ગતિ થઈ છે નહિતો પહેલાં તો જોઇએ તેવા સદ્દગુણી હતા. જ્યાં સુધી મારૂં મૃત્યુ નહિ થાય ત્યાં સુધી તેઓ સુખી થવાના નથી. મારૂં મૃત્યુજ સર્વને માટે સુખનો માગ ખોલનારૂ થશે."

વિમળાએ કહ્યું " શૈલ શું તું ગાંડી થઈ ગઇ છે ? આવી વાતો કેમ કરે છે. મરવું જીવવું ભગવાનના હાથમાં છે. તેની ઇચ્છા વિના એક પાંતરૂં પણ હાલી શકતું નથી. જરા મનને કહ્યું રાખ. હવે એ વાત મુક અને ચાલ જરા જે ભાવે તે ખાઇલે અને સ્વસ્થ થા. "

શૈલ—" મને હવે ખાવાની ઇચ્છા નથી. માત્ર એક મૃત્યુની આરાધના કરૂં છું તે મળે તો બસ. "

વિમળાએ તેની વાત તરફ ધ્યાન આપ્યું નહિ. જબરજસ્તીથી બીછાનામાંથી ઉઠાડી રસોડામાં ખેંચી ગઇ. તેણે પોતાને હાથે ભોજન પીરસ્યું અને પાસે બેસી ખાવાને આગ્રહ કરવા લાગી. શૈલ ખાવા લાગી પણ ખાવાનું ગળે ઉતર્યું નહિ. આવી નિરાશામાં ખાય પણ શું ? ગમે તેમ થયું પણ વિમળાએ હઠ છોડી નહિ અને તેના આગ્રહથી શૈલને મને કમને પણ થોડું ભોજન કરવુંજ પડ્યું.

---

# ૬ સસરાજીનો સ્વર્ગવાસ.

શુકલજીએ લોકોને મોઢે જે વાતો સાંભળી હતી તે કટક જઇને જોતાં સાચી પડી. તેણે નારાયણને નઠારા માણસોની સોબતમાં દારૂ પીને નિશામાં પડેલો જોયો. તેના શરીરમાં પ્રથમનું તેજ ન હોતું. શરીર સુકાઇને જીર્ણ થઇ ગયું હતું. આંખોમાં ખાડા પડ્યા હતા.

પુત્રની આ દુર્દશા જોઇ શુકલજી જરા પણ વિલંબ ન કરતાં તેને પોતાની સાથે તેડી ઘેર પાછાં ફર્યાં.

નારાયણ ઘેર આવ્યો પણ પત્નીને મળ્યો નહિ. હિન્દુ સંસારના સામાજીક બંધનોથી પતી પત્નીનું એક બીજાને મળવું તેમજ વાત ચીત કરવી એમાં શરમ લાગે છે. અને ઘરમાં વડીલોને લીધે સહજ સંકોચ થાય છે. ઘરના માણસો સાસુ નણંદ સુશીલ સ્વભાવના હોય તો પતી પત્નીને જરા ઓછો ભય લાગે છે પણ અહીં તો વિપરીત દશા હતી. નારાયણ આવ્યો કે તરત લક્ષ્મી તેને શૈલના એક પછી એક દોષ કહેવા લાગી. તેણે કહ્યું કે "એ ઘરમાં કંઇ કામ કાજ કરતી નથી અને અમારી સાથે હંમેશ લડયા કરે છે. નઠારા માણસો સાથે બોલ ચાલ રાખે છે અને એનું વર્તન પણ બહુજ ખરાબ છે. મેં જાતે તેને એક પત્ર લખતા જોઈ હતી અને તેથી મારી તો ખાત્રી થઇ ગઇ છે કે તે વ્યભિચારીણી છે."

નીચ સોબતમાં રહેવાથી નારાયણની બુદ્ધી પણ ભ્રષ્ટ થઇ ગઈ હતી. સારાસારનો વિચાર કરવાની શક્તિ એનામાં રહી નહોતી. મદ્યપાનથી એની બુદ્ધિ વિચલીત થઈ ગઈ હતી તેથી તેણે બ્હેનની વાતનો વિશ્વાસ કર્યો અને સાચી માની. પત્નીપર તેને બહુ ક્રોધ આવ્યો. તેણે તેજ સમય પ્રતિજ્ઞા કરી કે એવી નઠારી સ્ત્રી સાથે કોઈ પ્રકારનો સંબંધ ન રાખવો તેમજ બોલવું સુદ્ધાં નહિ.

ગમે તેમ થયું પણ નારાયણને જોવાથી શૈલનું દુઃખ કંઇક દૂર થયું. તેને પોતાની વ્હાલસોયી નણંદ પોતાને માટે શું ચોકઠા ગોઠવતી હતી, તેનો ખ્યાલ પણ નહોતો. ગમે તેમ થવા છતાં પણ સ્વામી સકુશળ ઘેર આવ્યા તે જોઇને તેને અત્યંત હર્ષ થયો.

તે સ્વામીને સુધારવા ઇશ્વિરની હંમેશ પ્રાર્થના કરવા લાગી. નારાયણને સુધારવાની આશામાં શુકલજી તેને ઘેર તેડી લાવ્યા પણ એટલામાંજ એક નવી આફત આવી પડી અને તેથી તેમની આશા પૂર્ણ થઇ નહિ. ઘેર આવીને તરતજ શુકલજી " કદમ માંદા પડયા. નારાયણને હવે કોઇનો દાબ રહયો નહિ. તેણે કટકમાં શરૂ કરેલા દુ.શ્ચરિત્ર નાટકના બાકીના અંકો ભજવવા માંડયા. પોતાના જેવાજ મિત્રો તેણે પોતાના ગામમાંથી પણ શોધી કાઢ્યા અને કંજુસ શુકલજીએ લાંબા સમયથી કેદ કરેલી લક્ષ્મીદેવીને સ્વેચ્છપણે ફરવાનો માર્ગ શોધી આપ્યો. મહામહેનતે અનેક કાળા ધોળા કરી પેદા કરેલું શુકલજીનું ધન દારૂની દુકાનોમાં ભરાવા લાગ્યું. એ રીતે પુત્રની અધોગતી થતી જોઇ શુકલજીએ તેને દુષ્ટ માર્ગોથી અટકાવવા પથારીમાં પડયા પડયા અનેક પ્રયત્નો કર્યા પણ નારાયણ સુધર્યો નહિ. પોતાનો આ એકનો એક પુત્ર છે એમ સમજી તેની પાછળ ખર્ચ કરવામાં શુકલજીએ બાકી રાખ્યું નહોતું. તેને ભણાવવા ગણાવવા પુષ્કળ પ્રયત્ન કર્યો હતો પણ અંતમાં આ ફળ આવ્યું. પોતે માંદા હોવા છતા પણ હંમેશ તેઓ નારાયણનીજ ચીંતા કર્યા કરતાં. તેમાં ખાસ કરીને પૈસો તેમની વ્હાલામાં વ્હાલી વસ્તુ હતી. અનેક કષ્ટો વેઠી તેમણે તે પેદા કર્યો હતો અને પોતાના મૃત્યુ પછી નારાયણ તે તમામ દ્રવ્યનો આવો દુરૂપયોગ કરશે એ ચીંતા તેમના હ્રદયને અસહ્ય-થઇ પડી. ઉપરોકત ચિંતા અને મનોવેદનાથી તેમનું શરીર દુર્બલ થઇ ગયું. વળી તેમને દમનો વ્યાધી હતો. વૃદ્ધાવસ્થામાં અશક્ત શરીર આ સર્વ ભાર વહન કરવાને અશક્ત નીવડ્યું અને ધીમે ધીમે એવી સ્થીતી થઇ કે આ મંદવાડમાંથી ઉઠવાની

આશા રહી નહિ. ગમે તેમ થયું પણ શુકલજી આ સમયેજ શૈલની કીંમત બરાબર સમજી શકયા. દેવી સ્વરૂપા પુત્રવધુના સદ્‌ગુણો પૂર્ણ સ્વરૂપમાં તેમને આ સમયેજ દેખાયા. લક્ષ્મી, તેની માતા અને નારાયણ શુકલજીની આવી અવસ્થા હોવા છતાં પાસે પણ આવતા નહિ. માત્ર શૈલ રાત દિવસ પાસે બેઠી બેઠી શુકલજીની સેવા–શુશ્રુષા કરતી. તેમની શારીરીક નિર્બળતાને લીધે તેમનામાં બેસવા ઉઠવાની પણ શકતી નહોતી. પથારીમાંજ મળ મુત્રનો ત્યાગ કરતા અને શૈલ તુરતજ સાફસુફ કરી ચાદર બદલી ફરીથી પથારી પાથરી આપતી. શુકલજી ધીમે ધીમે એટલા અશક્ત થઇ ગયા કે તેમનામાં થુંકવાની પણ શક્તી રહી નહિ. દમના વ્યાધીને લીધે તેઓ જ્યારે જોરથી ઉધરસ ખાતા અને કફ મોઢામાંથી બહાર નીકળી પડતો ત્યારે શૈલ પોતાને હાથે તે સાફ કરતી. આ રીતની તમામ જાતની સેવા–ચાકરી કરવામાં શૈલને કોઇ જાતનો સંકોચ થતો નહિ પણ તે સર્વ કાર્ય પ્રસન્નતાપૂર્વક કરતી. મંદવાડને લીધે શુકલજીને અરૂચી પણ થઇ ગઇ હતી. કંઈ ખાઇ પણ શકતા નહિ. પણ શૈલ હંમેશ જુદી જુદી સ્વાદિષ્ટ વાનીઓ બનાવી આગ્રહ પુર્વક ખવડાવતી. શુકલ મહાશયે એક વખત પત્ની અને પુત્રીના ભંભેરવાથી પોતાની પુત્ર વધુના હાથનું ભોજન ન કરવાની પ્રતિજ્ઞા કરી હતી પણ આ સમયે પત્ની કે પુત્રી કોઈ સામુ જોતું નહોતું એટલે તેમને પુત્ર વધુના હાથનું ભોજન કરવુંજ પડયું અને પ્રતિજ્ઞાનું પાલન થયું નહિ. હવે તેમના મનમાં એમ ઠસી ગયું હતું કે વહુ જરૂર નિર્દોષજ હોવી જોઇએ અને તેને કલંકીત માનવામાં ભૂલ થઈ છે. જો આ સમયે શુકલજીએ પ્રતિજ્ઞા પાળવાનો દુરાગ્રહ પકડી રાખ્યો હોત તો રૂચીને અનુકૂળ આવે એવું ઉત્તમ ભોજન મળતે નહિ. સજાત (!)

પત્ની અને પુત્રી સહજ ખબર પુછવા પણુ આવતા નહિ તો ભોજન કરાવવાનું તો પૂછવુંજ શું ? શૈલનેજ પોતાના વૃદ્ધ સસરાની સેવાનો ચાર્જ તે સતી પત્નીએ અને પિતૃભકત લક્ષ્મીએ સોંપી દીધો હતો. લક્ષ્મી અને તેની માતા શુકલજીની પાસે બીલકુલ આવતા નહિ કારણુ કે અશકતીને લીધે શુકલજી પથારીમાંજ મળમુત્રનો ત્યાગ કરતા અને તેથી તેની દુર્ગંધમય જગામાં જવાનું તેઓ ઉચિત સમજતા નહોતા.

આજે શુકલજીનો મંદવાડ કંઇક ઓછો લાગતો હતો. તેઓ આજ ઘણે દિવસે શાંત નીંદ્રા મેળવી શકયા હતા; શૈલ પાસે બેઠી બેઠી પંખો નાખત હતી. આગલી રાત્રે દરદ વધવાથી નીંદ્રા આવી નહોતી તેથી સ્વસ્થા રીતે ઉંઘતા હતા. પવન નાખવાથી કંઇક શાંત ઉંઘ આવશે એમ સમજી શૈલ સહજ પણુ અટકયા શિવાય પંખો નાખતી હતી. ઘરમાં સર્વે ભોજન કાર્યથી પરવારી નીરાંતે સુતા હતા. શૈલ હજી જમી નહોતી. કેટલાક વખત પછી શુકલજીની આંખ એકાએક ખુલી ગઇ. તેમણે જોયું કે રાત્રી વધુ વ્યતીત થઇ હતી છતા શૈલ હજી પંખો નાખ્યાજ કરે છે. તેમણે આશ્ચર્ય સહિત પૂછયું "વહુ ! તુ હજી અહીંજ બેઠી છે ? ભોજન કર્યું કે નહિ ? જોની બહુ રાત ગઇ"

શૈલે કહ્યું "કંઈ હરકત નહિ આપ નીરાંતે નીંદ્રા લ્યો. ગઇ રાત્રે દરદને લીધે બીલકુલ ઉંઘ આવી નથી માટે આજે સ્વસ્થ રીતે ઉંઘો. હું થોડીવાર રહીને જમી લઇશ."

શુકલજીએ કહ્યું "ગઇ કાલે રાત્રે બહુ પીડા થવાથી મને ચ્હેન પડતું નહોતુ અને તેથી તુ આખી રાત મારી પાસે જાગતી બેસી રહી હતી. સ્હેજ પણુ આરામ લીધો નહોતો અને આજે પણુ હજી ભોજન

કરીને સુતી નથી ? જ્યારથી હું માંદો પડયો છું ત્યારથી તારા શિવાય કોઇ મારી પાસે આવ્યું નથી તો શું તારા શિવાય બીજુ ઘરમાં કોઇ છેજ નહિ ?"

શૈલે કહ્યું "કેમ નહિ ? બધાએ છે. પણ સાસુજી વૃદ્ધ અને અશકત છે એટલે કંઇ કામકાજ કરી શકતા નથી તેમજ મોટી બ્હેનની તબીયત હાલ કેટલાક વખતથી સારી રહેતી નથી એટલે એમનાથી ઉજાગરો થઇ શકે તેમ નથી. શું મારાથી આપની સેવા બરાબર થતી નથી ? તે લોકો ન આવવાથી આપની સગવડ હું સાચવી શક્તી નથી ? આપને જે કામ હોય તે મને કહો હું જરૂર કરીશ. હું પણ ઘરનું જ માણસ છું ને ? મને કહેવામાં કંઈ સંકોચ છે"

વૃદ્ધ શુકલજીએ કંઇ જવાબ આપ્યો નહિ. તેમના બન્ને નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો.

શૈલે કહ્યું "આપ કેમ દુઃખી થાવ છો ? શું મારી કંઈ ભૂલ થઇ છે ?" શુકલજીએ રડતાં રડતાં કહ્યું "શૈલ! હું ખરેખર ભાગ્યહિન છું! હું ખરેખરો પાપિષ્ઠ અને નરપિશાચ છું. તારા જેવી સાક્ષાત લક્ષ્મી જેવી પુત્ર વધુને ન ઓળખી શકયો. અત્યાર સુધી મારી ભૂલથી તારે તારી સાસુ અને લક્ષ્મીનો કેટલો ત્રાસ વેઠવો પડયો છે ? લક્ષ્મી અને તેની માની બનાવટી વાતો પર વિશ્વાસ રાખી મેં તારો કેટલો તિરસ્કાર કર્યો છે. હે ભગવાન ! એ પાપમાંથી ક્યારે છુટીશ. વહુ તુ ખરેખર દેવી છે. તું મારા જેવી થઈ હોત તો હું અવસ્થામાં રીબાઈ રીબાઇને મરી જાત પણ તું કુળવાન માબાપની પુત્રી છે એટલે મારા કૃત્યો સામે ન જોતા આજ તુ મારી સેવા કરી રહી છે.

અરે! મેં લોભમાં પડી તારા માબાપનો પણ કેટલો તિરસ્કાર અને અપમાન કર્યું છે."

શુકલજી એક તો વૃદ્ધ હતા. શરીરે માંદા અને તેમાંએ આ સૌથી મોટો શોક—પશ્ચાતાપ ઉત્પન્ન થવાથી તેમના હૃદયમા વિષમ અગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠયો. આજે તેમની પાસે તેમની પત્ની, પુત્ર પુત્રી કોઈ નહોતાં. હતી માત્ર એક વખત જેના હાથનું ભોજન ન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી તથા જેને નીચ કુળની, દુઃશ્ચરિત્રા અને દુષ્ટા સમજતા હતા તે પુત્ર વધુ શૈલ! આજ તેમની મૃત્યુ શૈય્યા પાસે સેવા શુશ્રુષા કરવા અને તેમનો અંતઃકાળ સાચવવા જેને ભીખારી ગણતા હતા તે રામનાથની પુત્રી શૈલબાળાજ હતી. શુકલનું હૃદય ભરાઇ આવ્યું અને આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. સસરાની એવી દશા જોઈ શૈલને બહુ દુઃખ થયું. આ સમયે શું કરવું તે સમજણ ન પડવાથી તે ચુપચુપ બેસી રહી. શુકલજીએ થોડાવાર વિશ્રાંતી લઇ કહ્યું "વહુ તેં મારા ઘરમાં આવીને એક દિવસ પણ સુખ જોયું નહિ. જો થોડો વધુ વખત જીવ્યો હોત તો તને સંપૂર્ણ સુખી કરતે પણ હવે એ આશા વ્યર્થ છે. મારો સમય ભરાઈ ગયો છે. શૈલ! હું તારો બહુજ અપરાધી છું. હવે એક વખત તુ તારે મોઢે મને ક્ષમા આપ. પરલોકમાં મને આ પાપનું ફળ જરૂર મળશે પણ તું ક્ષમા કરશે તો મારૂં હૃદય શાંત થશે. શૈલ! હવે વખત રહયો નથી. હું હવે કંઇ કરી શકું તેમ નથી. માત્ર તને આશીર્વાદ આપું છું કે તારૂં ભવિષ્ય જીવન ઈશ્વરની કૃપાથી સુખમય થાવ."

મરણ શૈય્યાપર પડેલા સસરાની આવી અણધારી સ્નેહપૂર્ણ વાતો સાંભળી શૈલબાળા રડવા લાગી. તેણે કહ્યું "આપ આવું શું બોલો છો? આપે

મને જરાયે કષ્ટ આપ્યું નથી. પરમાત્મા તમને જલદી સારા કરે એટલે મને બધુંએ સુખ મળ્યું સમજીશ."

એ પછી શુકલજી કંઇ બોલ્યા નહિ. શૈલની સામુ માત્ર ટગર ટગર જોઇ રહ્યા. શૈલના નેત્રોમાંથી અશ્રુધારા વહ્યાજ કરતી હતી, શુકલજીએ જોયું કે શૈલે સાત આઠ થીગડાવાળું એક જુનું લુગડું પહેર્યું છે. તેમણે બહુજ દુઃખી થઇ કહ્યું "શૈલ! તુ મારા ઘરમાં મરણાં તો નાહે પણ એક સારૂ વસ્ત્ર પણ પહેરવા પામી નહિ." શૈલે કંઇ જવાબ આપ્યો નહિં. શુકલજી ઘણા સમયથી શૈલને આવા વસ્ત્રમા જોતા હતા પણ તેમને તે વખતે એ બાબતનો જરાપણ વિચાર આવતો નહોતો. આજે તેમણે શૈલને તેના ખરેખરા સ્વરૂપમાં ઓળખી હતી. પહેલા જેને કાચનો ટુકડો સમજતા હતા તે હવે અમુલ્ય રત્ન માલમ પડયું. શુકલજીએ કેડમાંથી કુંચી કાઢી કહ્યું "શૈલ! જલદી કર. મારી પેટીમાં જેટલી નોટો હોય તે બધી અહીં લઇ આવ."

શૈલ તુરતજ પેટી ખોલી નોટો લઇ આવી અને શુકલજીના હાથમાં આપી. શુકલજીએ બધા નોટો શૈલને આપી દીધી અને કહ્યું "શૈલ! આ નોટોને બહુજ સાવધાની પૂર્વક રાખજે. બધી મળીને ચાર હજારની નોટ છે. અત્યાર સુધી તને એક સારૂ વસ્ત્ર પણ આપ્યું નહિ પણ આજ મરણ સમયે આ આપું છું. આનાકાની ન કર. નારાયણનું હાલનું વર્તન જોતાં ખાત્રી થાય છે કે મારૂં પેદા કરેલું ધન વધુ સમય રહેવાનું નથી. માટે આ તને આપી જાઉં છું. ભૂલેચૂકે પણ કોઇને આ વાત કહેતી નહિ કદી જો બે ચાર દિવસ જીવીશ તો બધુંએ તારા નામે કરીશ. જા એ નોટને ઠેકાણે મૂકી આવ."

શૈલે સસરાની આજ્ઞાનુસાર બધી નોટો એક ઠેકાણે સંતાડી દીધી. આ વાતની કોઇને ખબર ન પડી. સવારના પહોરમાં શુકલજીએ પત્ની

અને પુત્રીને બોલાવી કહ્યું કે "તમે અત્યાર સુધી શૈલને બહુ દુઃખ દીધું છે. હવે મરતી વખતે હું તમને આજ્ઞા કરૂં છું કે આ સાક્ષાત્ લક્ષ્મી જેવી વહુને હવે જરાપણ સંતાપશો નહિં." એટલું કહી પોતાની પત્નીને વહુના તમામ ઘરેણાં તેને આપી દેવાની આજ્ઞા કરી. લક્ષ્મી અને તેની માતા મનમાં તો બહુ ગુસ્સે થઇ. પણ શું કરે ? શુક્લજીની આજ્ઞા પ્રમાણે ઘરેણાં આપી દેવા પડયાં. શુક્લજીએ શૈલને બધા ઘરેણાં પહેરવા કહયું. શૈલ શરમાઇને નીચું જોવા લાગી. શુક્લજીએ વધારે આગ્રહ કરતાં કહયું " શૈલ, મારા ઘરમાં સુંદર વસ્ત્રાલંકારથી શોભતી મેં તને કોઇ વખત જોઇ નથી. આજ મૃત્યુ સમયે મને એ ઇચ્છા છે કે તને એક વખત ઘરેણાંથી શણગારાયલી જોઇ મારી આંખો તૃપ્ત કરૂં. માટે મારું કહ્યું માન અને આ બધા ઘરેણા એક વાર પહેરી લે. હું જાણું છું કે મારા મૃત્યુ પછી તને આ લોક કષ્ટ આપશે પણ તું સદ્ગુણી છે. મારી તને એટલીજ વિનંતી છે કે આ ઘરની આબરૂ હવે તારા જે તે હાથમાં સાચવજે. ભગવાન્ જરૂર તને તેનો બદલો આપશે. તેની ઇચ્છા હશે તો જરૂર તું સુખી થશે." એટલું બોલી શુક્લજી રડવા લાગ્યાં. સસરાને રડતાં જોઇ શૈલે એક પછી એક બધા ઘરેણાં પહેર્યાં પણ તેનું ભવિષ્ય સુખમય નહોતું. તેની ઇચ્છા પ્રમાણે સસરા પાસેથી છેવટની ઘડીએ પિતૃપ્રેમ મેળવી શકી પણ તે વધારે સમય ટક્યો નહિ. તેજ દિવસે મધ્યાન્હ સમયે પોતાની સાધ્વી પુત્ર વધુના અલંકારપુરિત મુખનું દર્શન કરતાં કરતાં શુક્લજીએ પરલોકનો માર્ગ પકડયો. શૈલબાળા બહુજ રડી. ઘરનાં સર્વ કરતાં એને બહુજ દુઃખ થયું.

# ૭ નીતિભ્રષ્ટ નારાયણ

પિતાનું મૃત્યુ થયું. નારાયણ સ્વતંત્ર થયો. હવે તે આગળનો પિતાની તરફથી મળતા માસિક ૨૫ રૂપિઆ ઉપર ગુજારો કરનાર વિદ્યાર્થી નારાયણ નથી પણ વીસ હજાર રૂપિઆની મીલકતનો સ્વતંત્ર માલીક છે. અત્યાર સુધી પિતાના દાબ અને પૈસાના અભાવથી તેના હૃદયની વાસનાની તૃપ્તી થઇ નહોતી પણ હવે તેના ઉપર કોઇનો અંકુશ નહોતો તેમજ તેને પોતાની ઇચ્છા પુરી કરતાં અટકાવનાર પણ કોઈ નહોતું. હવે પુછવુંજ શું ? પાણીના રેલા માફક પૈસાનો ખર્ચ થવા લાગ્યો. નિરંતર આમોદ પ્રમોદ અને એશઆરામના નવા નવા સાધનો આવવા લાગ્યા અને શુકલજીનું શાંત ગૃહ હંમેશ નવિન નવિન સૌંદર્યમયી લલનાઓના સંગીત ધ્વનીથી ગાજી ઉઠવા લાગ્યું. એશ-આરામના મૂખ્ય સાધન દારૂની છોળો ઉડવા લાગી અને પુત્રવધુના કલંકીત હાથના ભોજન અને જળથી અપવિત્ર થવાની શંકા રાખનાર પવિત્ર શુકલજીના ઘરમાં અનીતિનો પદસંચાર થવા લાગ્યો. પૈસાના લોભી નોકર ચાકરો રાત દિવસ નારાયણની પ્રશંસા કરવા લાગ્યા અને સાચી ખોટી વાતોથી તેનું મન રંજન કરવા લાગ્યા. કોઈ કોઇ વખત એક બીજા તરફની ઇર્ષ્યાથી ચાડી ચુગલી કરવા લાગ્યા.

આ પ્રમાણે શુકલજીની પાઈ પાઇ કરીને મહામહેનતે એકઠી થયલી અને તેમણે અત્યાર સુધી કેદમાં પુરી રાખેલી લક્ષ્મી દેવીને તેમના સુપુત્રે (!) કેદમાંથી છોડી વિશ્વમાં સ્વતંત્ર વિહાર કરવાનો માર્ગ

ખુલ્લો કરી આપ્યો. આવક તો એક પૈસાની પણ નહોતી અને ખર્ચ રોજ પચાસ, સાઠ અને કદી કદી સો સો રૂપિઆ સુધી થતો.

"નીતિએ નારાયણ વસે ને અનીતિયે કુતરા ભસે" એ ન્યાયે જ્યાં ખર્ચનો હીસાબજ નહિ ત્યાં કુબેરના ભંડારને પણ ખાલી થતાં શી વાર? શુકલજીની અલ્પ પુંજીના આવા ખર્ચ પાસે શું પત્તો લાગે?

રોકડ નાણું તમામ ખલાસ થયું. ધીમે ધીમે દેવું પણ થવા લાગ્યું. ભોજન સમય શિવાય વધુ વખત હવે નારાયણ ઘરમાં રહેતો નહિ. શૈલ સાથે કોઈ વાર બોલતો પણ નહિ. હા એટલું જરૂર કરતો કે કોઈ કોઈ વખત મા અને બ્હેનના ચઢાવ્યાથી તેને ગાળો દેતો અને મારતો હતો.

અભાગિની શૈલ હવે શું કરે? રાત દિવસ અસીમ દુઃખની જવાળાથી તે સળગી રહી હતી. કોઈ વખતે લાગ મળતો તો પોતાની દુઃખકથા વિમળાને કહેતી અને આંખોમાંથી આંસુ પાડી હૃદયને હલકું કરતી. બીજુ કરે પણ શું? અત્યાર સુધી સર્વનો ત્રાસ વેઠતી હતી પણ એને આશા હતી કે ભવિષ્યમાં સ્વામી જરૂર સુખી કરશે પણ પ્રારબ્ધયોગે એ આશાનો નાશ થયો. તેને પોતાનું દુઃખ વધારે લાગતું નહોતુ પણ સ્વામીની રાત દિવસ અધોગતી થતી જોઈ તેમજ ખોટા માર્ગે પૈસાનો વ્યય થતો જોઇ, તેને બહુજ ચિંતા થતી! 'ભવિષ્યમાં શું થશે!' એ વિચારે તે બહુજ દુઃખી થતી.

શૈલ વિમળાને હંમેશ કહેતી કે "સ્વામી મારા તરફ પ્રેમ નથી રાખતા તેથી હું વધારે દુઃખી નથી પણ માત્ર એ વિચારથીજ દુઃખી છું

કે એમની ચારિત્ર્યભ્રષ્ટતાથી ભવિષ્યમાં એમના ઉપર અનેક વિપત્તીઓ આવી પડશે. અને તે સમયે આજે એમની સાથે રહી એમને પૈસે મોજ મારનારાઓમાંથી કોઇ સામુ :જોનાર નથી. ભગવાન્ એમને ક્યારે સદ્બુદ્ધી આપશે ?"

વિમળા હંમેશા તેને ધીરજ આપતા કહેતી કે "બ્હેન ! તું ચિંતા ન કર. જુવાનીનો સમય એવોજ હોય છે. સૌ એની મેળે અથડાઇને ઠેકાણે આવી જશે. સર્વ શક્તિમાન ઇશ્વર—કરૂણા-નિધાન ઇશ્વર તારા જેવી ધૈર્યશાળી અને પતિવ્રતા નારી રત્નને વધુ દુ:ખી નહિ કરે. ખરેખર શેલ ! તારા જેવું દુ:ખ સહન કરનારી મેં કોઇ જોઇ નહિ. હવે તું સર્વ ચિંતાનો ત્યાગ કરી દયામય ઇશ્વર જેણે સતીઓને દુ:ખોમાં સહાય કરી છે તેનામાંજ આસ્થા રાખી તેનુંજ સ્મરણ કર. અત્યારે તો ઇશ્વર તારા સતીત્વ અને ધૈર્યની કસોટી કરતો હોય એમ જણાય છે અને તેમાં તુ શુદ્ધ કંચનની માફક પસાર થતાં તારૂં સર્વ દુ:ખ આપોઆપજ જતું રહેશે.સીતા,દમયંતી વિગેરે સતિઓને, તેમના સ્વામી સાથે જંગલમાં અનેક કષ્ટો સહન કરવાં પડયાં તો આપણે કોણ માત્ર ?" વિમળાના આવા શબ્દોથી શેલબાળાને બહુજ ધૈર્ય આવતું. ખરેખર દુ:ખના વખતમાં કોઇ ધૈર્ય આપનાર હોય તો તે સહજ વિસારે પડેછે. શેલ પણ વિમળાના કથન અનુસાર રાત દિવસ પરમાત્માનું સ્મરણ કરી સ્વામીનું કલ્યાણ ઇચ્છતી.

એક દિવસ રાત્રે શેલ ઘરના કામકાજમાંથી પરવારી એકાંતમાં બેસી વિચાર કરી રહી હતી. રાત બહુ વીતી હતી. સર્વ નિંદ્રાને આધીન થયા હતા પણ શેલને નિંદ્રા ક્યાંથી આવે ? જેના હૃદયમાં રાત દિવસ ચિન્તાનો અગ્નિ પ્રજ્વલીત થઇ રહયો છે તેને ભૂખ તરસ નિંદ્રા

કેમ આવે ? શૈલને દહાડે ચિંતા અને વિચાર કરવાને વખત મળતો ન હોતો તેથી તે આ ઘોર રાત્રીએ તે પોતાના સ્વામીની ભવિષ્ય ચિન્તામાં ગુંચવાઈ જઈ નિઃશ્વાસ મુકી વિચાર કરતી હતી.

અનેક વિચારો કરતાં કરતાં છેલ્લે નારાયણના ચરિત્ર અને ધનવ્યય તરફ તેની વિચારમાળા લંબાઈ. સ્વામીની ભવિષ્ય-દુર્દશાનો ખ્યાલ થતાં તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યા. તે આકાશ સામું જોઈ હાથ જોડી કહેવા લાગી:—

" હે જગદીશ્વર ! હે અનાથોના નાથ ! જરા તમારી દયામય દ્રષ્ટી હવે આ અભાગણી તરફ ફેરવો. પ્રભુ ! દેવ ! સ્વામીને સુબુધ્ધી આપો. મને મારા પોતાને માટે જરાએ લાગતું નથી પણ મારા સ્વામીના ભવિષ્ય અમંગળની શંકાથી મારૂં હૃદય બહુજ વ્યથીત થાય છે. મારા સ્વામી દુર્ગુણોનો ત્યાગ કરી સન્માર્ગમાં આવે એજ મારૂં મોટામાં મોટું સૌભાગ્ય છે. હું એથી વધારે સુખ મેળવવા ઇચ્છતી નથી. તેઓ ભલે મારા તરફ પ્રેમ બતાવે અથવા મારો ત્યાગ કરે પણ તેએ પોતે સુખી રહે તો મને સર્વ મળી ગયું સમજીશ.

તેમના હૃદયમાં હું અયોગ્ય હોઉં તો ભલે તેઓ બીજી પત્ની લાવે. મને તેથી જરાપણ દુઃખ થવાનું નથી. માત્ર તેઓ હાલનો કુપંથ ત્યાગી ભવિષ્ય જીવનની ચીંતા કરતા થાય તોજ બસ ! હે કરૂણા નિધાન ! હે સર્વેશ્વર ! તેં અનેક સતીયોને વીપદ્ સમયમાં સહાય કરી તારી ભક્ત વત્સલતા બતાવી છે તો હે નાથ ! આ દાસીની પ્રાર્થના ઉપર ધ્યાન આપી મારા સ્વામીનું કલ્યાણ કરજે."

આ પ્રમાણે પ્રાર્થના કરતાં કરતાં આંખોમાની આંસુની ધારાઓથી શૈલની છાતી ભીંજાઈ રહી હતી. એ વખતે નારાયણે બહુજ ઉતાવળથી

ઘરમાં પ્રવેશ કર્યો. સ્વામીને આ પ્રમાણે અચાનક આવી પહોંચેલા જોઈ શૈલ આંખો લુછવા લાગી. નારાયણ આવીને પલંગ ઉપર બેઠો. કોઇ દિવસ નહિ અને આજે એકાએક પોતાની પાસે સ્વામીને આવેલા જોઇ શૈલ વિસ્મિત અને આનંદિત થઈ. તેને એમજ લાગ્યું કે પરમાત્માની ખરા હૃદયથી કરેલી પ્રાથના આજ સફળ થઈ. આજ પહેલા નારાયણ કોઇવાર આવી રીતે પાસે આવ્યો નહોતો. ખરેખર આજે પરમાત્માએજ સ્વામીને મોકલ્યા હોવ જોઇએ, નહિંતો કોઈ દિવસ સામુ પણ જોતા નહોતા તેમજ બોલતા પણ નહોતા. આજ શૈલ પોતાનું જીવન ધન્ય માનવા લાગી. દુઃખના વિચારો, સ્વામીની ચાલચલણ, સાસુ નણંદનો ત્રાસ બધું તે આ સમયે ભૂલી ગઇ. તેનું હૃદય પ્રફુલ્લીત થઇ ગયું. શૈલે અત્યાર પહેલાં આવો પ્રસંગ અનુભવ્યો નહોતો તેથી શરમાઇને તે પલંગનાં નાકા ઉપર નીચું જોઈ બેસી રહી. હૃદયમાં હજારો વાત કરવાની ઇચ્છા હતી છતાં મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. ઇચ્છા થઈ કે સ્વામીના ચરણમાં ઢળી પડું અને રાત દિવસ એમની સેવામાંજ રહેવાની પ્રાર્થના કરૂં પણ અત્યાર સુધીમાં સહજ પણ વાર્તાલાપ કર્યો નહોતો તેથી બહુ સંકોચ થયો.

જ્યારે નારાયણે જોયું કે શૈલ શરમાઇને બોલતી નથી ત્યારે તેણે પોતેજ બોલવાનું શરૂ કર્યું. તેણે સ્હેજ પાસે ખસીને કહ્યું "હજુ સુધી તું જાગે છે? મેં ધાર્યું કે તું ઉંઘી ગઈ હશે. કેમ બોલતી નથી શું મારી સાથે રીસાઈ છે?"

શૈલ લજ્જાથી કંઈ બોલી શકી નહિ. તેણે વિચાર કર્યો કે "આશું? કેવા મીઠા શબ્દો છે કયાં દરરોજનો તિરસ્કાર અને ગાળો અને ક્યાં આજની મધુરતા? બસ! આજે એમને પગે પડી સુધરવા

પ્રાર્થના કરીશ અને હંમેશ એમની હૃદયપૂર્વક સેવા કરીશ. ખરેખર સ્વામી સ્વભાવે ઉત્તમ છે પણ ખરાબ સોબતથીજ બગડયા છે. પ્રભુ! તું એમની સદ્બુદ્ધી કાયમ રાખજે."

મનમાંને મનમાંજ શૈલે અનેક વિચાર કર્યા પણ મુખેથી એક શબ્દ પણ બોલાયો નહિ. તેણે નારાયણને મોઢેથી ગાળો શિવાય બીજું કંઈ સાંભળ્યું ન હોતું આજે તેના પ્રેમવચનો સાંભળી તેને બહુ આનંદ થયો. પવનના ઝપાટાથી વાદળાઓ ખસી જતાં જેવી રીતે સ્વચ્છ આકાશ દેખાય છે તેમ ઘડી પહેલાના દુઃખમય વિચારો ઉડી જતા તેના મુખ ઉપર મધુર હાસ્ય ફેલાઈ રહ્યું. આ પ્રમાણે નારાયણના સ્નેહસંભાષણથી શૈલનું સર્વ દુઃખ જતું રહ્યું. તેનું મન પ્રસન્ન થઈ ગયું અને મનમાંને મનમાંજ તેણે ઇશ્વરનું સ્મરણ કર્યું.

બહુવાર થયા છતાં જવાબ ન મળવાથી નારાયણે કહ્યું "કેમ નથી બોલવું? કાલાવાલા કરાવવા છે? શું વિચાર કરે છે?"

શૈલે ધીમેથી કહ્યું "કંઈ નહિ. તમારી પાસે કાલાવાલા કેવા? હું તો આપની દાસી છું."

નારાયણે કહ્યું "ત્યારે અત્યાર સુધી કેમ બોલતી નહોતી? રીસ ચઢી હતી.?"

શૈલે કહ્યું "આપના ઉપર રીસ શા માટે? આપે મારૂં શું બગાડયું છે?"

નારાયણે કહ્યું " ઠીક. જો સાંભળ આજે તારી સાથે એક ખાસ વાત કરવા આવ્યો છું. અત્યારે હું એક ભારે વિપત્તીમાં આવી પડયો છું. તારે મને તેમાંથી છોડાવવો પડશે."

શૈલે કહ્યું " આજ્ઞા કરો. આપ કહેશો તેમ કરીશ. સંસારમાં આપના શિવાય મારૂં કોણ છે ?"

નારાયણે કહ્યું " જો. હાલ મારે સો રૂપિઆની બહુજ જરૂર છે. ઘરમાં સીલ્લક બીલકુલ છે નહિ. સો રૂપિઆ નહિ મળે તો મારી આબરૂ જાય તેમ છે માટે જો તું તારૂં એક ઘરેણું આપે તો અત્યારે કોઇ મિત્રને ત્યાંથી તેના ઉપર રૂપિઆ લાવું. બે ચાર દિવસમાં પૈસાની સવડ થતાં તને પાછું છોડવી આપીશ."

શૈલના હૃદયમાં સ્વામીના આવવાથી જે આનંદનો ઉભરો આવ્યો હતો તે વીજળીની માફક વિલીન થઇ ગયો. તે સમજી ગઇ કે સ્વામી જે પ્રેમ આ સમયે બતાવી રહ્યા છે તે માત્ર પૈસાની જરૂરને લીધે દાગીનો લેવાનેજ છે. તે બહુ દુઃખી થઇને બોલી "મારૂં સર્વસ્વ આપનુંજ છે. આપને જરૂર પડતાં સર્વ લઇ શકો તેમ છો પણ દાસીની એક પ્રાર્થના સાંભળો તો બહુ સારૂં."

નારાયણને અત્યારે પૈસાની બહુ જરૂર હતી અને તેથી તે ગમે તે સાંભળવા તૈયાર હતો. તેણે કહ્યું "ભલે, જે કહેવું હોય તે ખુશીથી કહે. પણ ટુંકમાં પતાવજે કારણ કે મને અત્યારે વધારે ફુરસદ નથી."

શૈલે કહ્યું " જુઓ ! આ પ્રમાણે કેટલો સમય ચાલશે ? રોકડ પૈસા આ પ્રમાણે ખર્ચ કરવાથી તમામ પુરા થયા છે. હવે મારી પાસે જે દાગીના છે તે આમને આમ ખર્ચ ચાલુ રહે તો એક મહિનામાં પુરા થશે. પણ તે ખલાસ થવા પછી આગળ શું થશે તેનો પણ વિચાર કરવાની જરૂર છે. હું આપને પગે પડું છું. આપ હવે કૃપા

કરીને આ સર્વ કુમાર્ગો છોડી દો. દાસીનું આટલું કહ્યું માનો" એટલું કહી શેઠ પોતાના સ્વામીના ચરણમાં પડી રડવા લાગી.

હંમેશા કુકર્મમાં પ્રવૃત્ત રહેવાથી નારાયણની સારાસાર વિચાર કરવાની શક્તિ નષ્ટ થઈ ગઈ હતી. વધારામાં આ વખતે તે નિશામ ચકચુર હતો. પૈસા સિવાય બીજી ચીજ તરફ તેનું લક્ષ નહોતું બનતા સુધી સમજાવીને કામ લેવાય તો સારૂ એમ સમજી તે બોલ્યો "મારા ધ્યાનમાં પણ એ વાત છે. તારે તે બધી ફીકર કરવાની જરૂર નથી. હું પણ સમજુ છું કે હાલ મારૂં વર્તન સારૂ નથી પણ તું ફીકર ન કર. હું મારી મેળે સર્વ છોડી દઇશ પણ અત્યારે તું મારૂ આટલું કામ કર નહિ તો મારી આબરૂ જશે."

શેઠે રડતાં રડતાં કહ્યું "દેવ! ઘણા સમયથી હું ઇશ્વરની એજ પ્રાર્થના કરતી આવી છું કે ભગવાન આપનું મંગળ કરે. અત્યાર સુધીમાં તમામ પૈસા ખલાસ થઇ ગયા. હવે આ દાગીના પણ ખલાસ થશે તો ભવિષ્યમાં અન્ન સિવાય રવડવાનો સમય આવશે માટે આપ વિચાર કરો. આપને ઉપદેશ કરવાની મારી યોગ્યતા નથી તે હું સારી રીતે સમજું છું પણ પ્રભુ! હવે બહુ થયું. મને મારે માટે ફીકર નથી પણ ભવિષ્ય જીવનમાં આપનેજ કષ્ટ પડશે એ વિચારથી મારૂં હૃદય વીંધાય છે અને તેથીજ આટલું બોલું છું. તો મનમાં ખોટું ન લગાડતા સહજ વિચાર કરો કે આ અનિતીનું ભવિષ્યમાં શું પરિણામ થશે? હદ બહારના ખર્ચથી મોટા મોટા ધનાઢયોની ત્રીજોરીના તળીઆ દેખાય છે તો આપણે શું હીસાબમાં? બહુ દિવસથી આ વાતો તમને કહેવાની ઇચ્છા હતી પણ આપનું ધ્યાન આ દાસી તરફ બીલકુલ નહોતું એટલે કહેવાનો અવસર મળ્યો

નહોતો. આજે આપે રંકની પ્રાર્થના સાંભળવાની કૃપા કરી છે તેથી આપની પાસે હૃદય ખોલ્યું છે. આપ સમજુ છો એટલે આટલાંજ સર્વ સમજી જશો. લાચારીએ મારે આટલું બોલવું પડયું છે તે માટે ક્ષમા કરશો" એટલું કહેતાં શૈલનું હૈયું ભરાઇ આવ્યું. તે નારાયણુના પગ પકડી બહુ રડવા લાગી. હવે નારાયણુને ધીરજ રહી નહિ. તે પલંગ ઉપરથી ઉભો થઈ શૈલના હાથમાંથી પગ છોડાવી બોલ્યો "હવે એ રડવું કકળવું જવા દે. મને અત્યારે વખત નથી. માત્ર એટલુંજ કહે કે કંઈ ઘરેણું આપે છે કે નહિ ?"

દુઃખથી શૈલની છાતી ફાટી જવા લાગી. તે કંઇ બોલી શકી નહિ. જોરથી રડી પણ શકતી નહોતી. ચુપચુપ વસ્ત્રમાં મોં ઢાંકી રડવા લાગી. હવે નારાયણુને બહુ ક્રોધ ઉપજ્યો થયો. તેણે શૈલને જોરથી લાત મારી કહ્યું "કમજાત મારૂં કહ્યું માનતી નથી ?"

શૈલથી ચીસ પડાઈ ગઈ. તે રડતાં રડતાં બોલી "પ્રભુ ! મને જીવથી મારી નાખો તો બહુ સારૂ જેથી મારા બળતા હૃદયની જ્વાળાઓ શાંત થઈ જાય અને આપને પણ ઇચ્છીત માર્ગથી કોઈ અટકાવનાર ન રહે."

એટલું સાંભળતાજ નિષ્ઠુર, વિવેક શુન્ય સ્વામીએ તે સતી સાધ્વી, નિરપરાધિ કોમળ બાલીકાને જોસથી એક બીજી લાત મારી. શૈલનું કોમળ શરીર કઠીન પ્રહાર થતાંજ મુર્છીત થઇ એક બાજુ ઉપર ઢળી પડયું. નારાયણુ પણ પેટીની કળ તોડી તમામ ઘરેણાં લઈ પસાર થયો. સદ્દભાગ્યે શૈલે તેના સસરાએ મરણુ પથારીમાંથી આપેલી નોટો વિમળાને સાચવવા આપી હતી તેથી તે નારાયણુના હાથમાં ગઇ નહિ.

આખી રાત્ત શૈલ બેભાન અવસ્થામાં પડી રહી. મુળતો એકવડું શરીર તેમાં અવિરામ પરિશ્રમ, માનસિક અને શારીરિક બન્ને પ્રકારના કષ્ટો. યથાસમય સ્નાન, ભોજન, આરામ, નિંદ્રા કશું ન મળવાથી તેનું શરીર તદન અશક્ત થઈ ગયું હતું તેમાં સ્વામીના આ દારૂણુ પ્રહાર અને તિરસ્કારથી શરીર અને મન બન્નેને પ્રાણુઘાતક વેદના થઇ. આખી રાત તે બેભાન અવસ્થામાં પડી રહી પણુ કોઇએ તેની ખબર લીધી નહિ. સારવાર પણુ કોણુ કરે ? આ સંસારમાં હવે એનું કોઈ નહોતું.

શૈલની મુર્છા સવાર સુધી ઉતરી નહિ. સવારે લક્ષ્મીએ શૈલને ઘરનું કામકાજ કરતી ન જોઈ ત્યારે તે તેને શોધવા નીકળી. ત્યાં જતાંજ તેણે જોયું કે શૈલ અચેત અવસ્થામાં પૃથ્વીપર પડી છે. તેને લાગ્યું કે ઘરનું કામ ન કરવાના ઇરાદાથી શૈલ ઢોંગ કરી રહી છે. થોડી વાર ઢંઢોળવા છતાં જ્યારે શૈલ બોલી નહિ ત્યારે તે ગભરાઇ અને તેજ વખતે તેની ખાત્રી થઇ કે શૈલ ઢોંગ કરતી નહોતી પણુ ખરેખર બેભાન થઇને પડી હતી. તે બહુજ ભયભીત થઇ અને પોતાની માને બુમ પાડવા લાગી. તેની માતા પણુ બુમો સાંભળી ત્યાં આવી. વહુની આવી અવસ્થા જોઇ બન્ને માદીકરી શોરબકોર કરવા લાગ્યાં. નારાયણુ આ વખતે ઘરમાં નહોતો અને ક્યાં હતો તેની પણુ ખબર નહોતી કે જેથી તેને તેડવા પણુ મોકલાય.

લક્ષ્મી અને તેની માતાના બુમબરાડા સાંભળી વિમળા દોડતી ત્યાં આવી. શૈલની આવી ભયંકર અવસ્થા જોઇ તે રડી પડી. પછી શૈલને લક્ષ્મી અને વિમળાએ મળી પલંગમાં સુવાડી અને સાવચેત કરવાના ઉપાયો કરવા લાગી. માથા ઉપર પુષ્કળ ઠંડુ પાણી નાંખ્યું

અને વિમળા તેને પોતાને હાથે પંખો નાંખવા લાગી. એ પ્રમાણે બહુવાર પ્રયત્ન કરવાથી શૈલની મુર્છા ઉતરી અને તે સાવચેત થઇ આજુબાજુ જોવા લાગી. પણ એ શુદ્ધી થોડોજ વખત ટકી. થોડીજ વારમાં તે ફરી બેભાન થઈ ગઇ. એ પ્રમાણે તે દિવસે શૈલ અનેક વખત સાવચેત થઇ ફરી ફરી બેભાન થઈ ગઈ. વિમળા આખો દિવસ તેની પાસે રહી તેની સેવા ચાકરી કરતી હતી.



# (૮) વિમળાનો વિયોગ.

વિમળાની સેવાચાકરીથી શૈલબાળા કંઇક સ્વસ્થ થઈ પણ આ સમયથી તેને મંદવાડ લાગુ પડયો અને બીછાને પડી. મુર્છાનો રોગ તે દિવસથી લાગુ પડી ગયો અને હંમેશ દહાડામાં તેને ત્રણ ચાર વખત મુર્છા આવવા લાગી. આહાર નિંદ્રા તમામ ઓછું થઇ ગયું અને દિવસે દિવસે શરીર ફીકકુ અને અશક્ત થવા લાગ્યું. શરીરમાં માત્ર હાડકા અને ચામડી શિવાય કંઇ રહ્યું નહિ. ધીમે ધીમે એવી અવસ્થા થઇ ગઇ કે સર્વને એમ લાગવા માંડયું કે હવે તે આ મંદવાડમાંથી બચશે નહિ. અત્યાર સુધી શૈલના દેહમાં કંઇક બળ–સામર્થ્ય હતું પણ ક્રમે ક્રમે સાસુ–નણંદના રાક્ષસી વર્તનથી સર્વનો નાશ થયો. આખો દિવસ નોકરડીની પેઠે ઘરનું કામ કરતી અને સાંજસવાર વધ્યુ ઘટયુ ખાઇ દિવસ કાઢતી. અંતના સમયે સસરાનો કંઇક સ્નેહ પ્રાપ્ત થયો ત્યારે તે પણ સંસારમાંથી ચાલતા

થયા. એ પણ ભાગ્યનો દોષ. સાસુ નણંદનું તો શરૂઆતથીજ અપાર હેત હતું એટલે એ તરફના સુખનું તો પુછવાનુંજ શું ! મોટામાં મોટી આશા નારાયણની હતી પણ વિશ્વપ્રેમી નારાયણને જગતની તમામ સ્ત્રીઓ છોડીને માત્ર ઘરની સ્ત્રી તરફ પ્યાર રાખવો અન્યાય ભરેલું લાગ્યું એટલે તેણે પણ શૈલ તરફ લક્ષ આપ્યું નહિ. હવે શૈલના અન્ન વસ્ત્રની દરકાર કોણ રાખે ? એની સેવાચાકરી પણ કોણ કરે ? એને હવે સમગ્ર સંસારમાં કોઇનો આધાર નહોતો અને જીવનનું પ્રયોજન નહોતું. જે કાંઇ હતું તે માત્ર વિમળા તરફનું હતું. એ નહોત તો અત્યાર પહેલાજ તેનો આત્મા શરીરને છોડીને ચાલ્યો ગયો હોત અને આર્ય સંસારની રાક્ષસી રૂઢીના બંધનથી એક શુશિલ સાધ્વીના સ્વર્ગસ્થ થયાના ખેદજનક સમાચાર વાંચકોને આપી અમારે આ નવલકથા આટલેથીજ સમાપ્ત કરવી પડી હોત.

શૈલ હવે સાસુ નણંદને બોજા રૂપ થઇ પડી. હૈયાની દાઝે નહિ પણ લોકની લાજે પણ દવા વિગેરેનો ખર્ચ તેમને કરવો પડતો હતો તેથી શૈલ હવે તેના બાપને ત્યાં જાય તો સારૂ એમ તેઓ ઇચ્છવા લાગ્યા. તેમણે ખાત્રીથી માન્યું કે આ કુલક્ષણી વહુના પગલાથીજ તેમના ઘરમાં ભારે અનર્થ થઇ ગયો હતો. એકજ વર્ષમાં શુકલજી દેવલોક પામ્યા, નારાયણની પણ આવી દશા થઈ અને ધનસંપત્તી પણ ઘટી ગયાં. હવે આ શંખણી વહુને ઘરમાંથી કાઢવામાં નહિ આવે તો હજી પણ કોણ જાણે શું શું આફત આવશે. છેવટે માદીકરીએ નિશ્ચય કરીને શૈલના પિતાને ત્યાં તેને તેડી જવા પત્ર લખ્યો. વિશેષમાં એમ પણ જણાવ્યું કે 'શૈલ ભયંકર અવસ્થામાં છે. અમારી પુષ્કળ સેવા સુશ્રુષા છતાં કંઇ ફેર પડતો નથી માટે તુરતજ તેડી

જવાની વ્યવસ્થા કરશો. અમને લાગે છે કે હવાપાણીના ફેરફારથી કદાચ કંઇ ફાયદો થાય પણ ખરો.'

શૈલના માતા પિતા તેને ભૂલી ગયા નહોતા. વખતોવખત તેઓ બહારોબહારથી શૈલની ખબર કઢાવ્યા કરતા હતા. શૈલના સાસરેથી ઉપરોક્ત સમાચાર મળતાં તેઓ બહુ વ્યથીત થયા. પણ શુકલજીએ કરેલું દારૂણ અપમાન યાદ આવવાથી કોઇએ સોનપુર જઇ શૈલને જોવાની ઇચ્છા કરી નહિ. રામનાથે કહ્યું "હવે એ છોકરી મરી જાય તો સારૂ. દુઃખમાંથી છુટવાનો એને માટે એ શિવાય બીજો કોઇપણ ઉપાય નથી. શૈલની માતા એ સાંભળી સ્થીર રહી શકી નહિ. પોતાના પુત્ર પુત્રીઓને કષ્ટ ભોગવતાં જોઇ શું માતા સ્વસ્થ રહી શકે ? તે શૈલને યાદ કરી બહુ રડવા લાગી અને તેને તેડી લાવવા રામનાથને બહુ આગ્રહ કરવા લાગી. છેવટે રામનાથે પોતાના નાના પુત્રને શૈલને તેડી લાવવા નોકરો સહિત હોડીમાં રવાને કર્યો.

  

સાસુ નણંદે આ વખતે વહુને મોકલવામાં કંઇ વાંધો કાઢ્યો નહિ. શૈલનો ભાઇ જે દિવસે આવ્યો તેને બીજેજ દિવસે ત્યાંથી પાછા ફરવાની ગોઠવણ થઇ હતી. શૈલ લાંબા સમય પછી આજ પીયરમાં જવાની છે. તે લાંબા સમયથી માતા પિતા અને ભાઇઓનાં સ્નેહથી વંચિત રહી આજ માબાપને મળવા જનાર છે પરંતુ અભાગિની શૈલના હૃદયમાં એથી તલમાત્ર સુખસંચાર થયો નહિ. તે હવે સાસરાની વેઠમાંથી નીકળી પીયર આરામ લેવા જતી હતી એ વિચારથી તેને સંતોષ થવો જોઇએ પણ તેમ ન થતાં તેની આંખોમાંથી અવિરામ અશ્રુધારાઓ વહેતી હતી. શૈલે વિમળાને છેલ્લી વખત

મળવા બોલાવી હતી. તેના હૃદયમાં હવે ફરી મળાશે કે કેમ ? તેની શંકા હતી. શૈલ આજ પીયર જનાર છે એવા સમાચાર સાંભળી વિમળા દોડતી તેને મળવા આવી. શૈલને જોતાંજ તે રડી પડી. બહુ વખત સુધી બન્નેમાંથી કોઇ બોલી શકયું નહિ. છેવટે શૈલે આંખમાંના આંસુ લુછતાં કહ્યું "બ્હેન વિમળા ! હું આજ તારાથી હંમેશને માટે છુટી પડું છું. બ્હેન, આ સ્થળે તું ન હોત તો કેટલોક સમય પહેલાજ મૃત્યુ પામી હોત. તારો ઉપકાર હું કદી ભુલી શકું તેમ નથી. કદાચ હવે ફરી તને મળાશે કે નહિ એ બાબતની પણ મને શંકા છે. તારાથી છુટા પડતા મને બહુ દુઃખ થાય છે."

રડતાં રડતાં કંપિત સ્વરથી વિમળાએ જવાબ દીધો "શૈલ ! તું જરૂર જા. ત્યાં તને કંઇક શાંતી મળશે અને તારૂ શરીર પણ સુધરશે. કાળજી રાખીને દવા કરજે અને હંમેશ સમાચાર લખજે."

શૈલે કહ્યું " નહિ વિમળા ! મારી આ જ્વાળા કદી શાંત થવાની નથી. હું પીયર જઇને માતાપિતાનો સ્નેહ—મમતા પ્રાપ્ત કરીશ પણ હવે બચનાર નથી. તુંજ કહે કે ત્યાં જઇને શાથી બચી શકીશ. મને જવાની જરા પણ મરજી નથી. જેટલા દિવસ જીવીશ તેટલા દિવસ સ્વામીની સેવામાં અને તારા સહવાસમાંજ ગાળવા ઇચ્છા છે. તું જઇને ભાઇને કહે કે મારે ત્યાં જવાની મરજી નથી."

વિમળાએ કહ્યું " શૈલ આ શું ? હવે શા માટે વધારે દુઃખ ભોગવવાની જરૂર છે ? તારા પીયર જા. જ્યાં સુધી ત્યાં રહે ત્યાં સુધી આ ઘરનો બીલકુલ વિચારજ કરતી નહિ. હંમેશ આનંદમાંજ રહેજે. આવી ગાંડાઇ કેમ કરે છે ? તુ નહિ જાય તો તારા સ્નેહાળ માતા-પિતા, ભાઇઓ બધાને કેટલું દુઃખ થશે ! ભગવાનની ઇચ્છા

હશે તો તારા માતાપિતાના પ્રયત્નથી તારો રોગ મટી જશે માટે મારૂં કહ્યું માન અને હવે જવાની તૈયારી કર."

શૈલે કહ્યું "મારો રોગ મટવાની આશા ફોગટ છે. મને હવે જીંદગીમાં બીજા સુખની સ્પૃહા રહી નથી. મરવાથી હંમેશની શાંતી મળશે. કદાચ પિતાના પ્રયત્નથી બચી જાઉં પણ હવે કયા સુખની આશામાં બચવાની ઇચ્છા રાખું ? હાલમાં સ્વામીની જે અવસ્થા થઈ છે તે જોઈ સ્વર્ગમાં જઇને ત્યાં પણ સુખમાં રહી શકું નહિ. મારા જેવી અભાગણીને તો હવે મૃત્યુજ મંગળજનક છે."

એટલું બોલતાં બોલતાં અસહ્ય મર્મવેદનાથી શૈલનો કંઠ ભરાઈ આવ્યો. અવિચળ અશ્રુધારા વહેવા લાગી. શૈલની આવી દશા જોઇ વિમળાએ પોતાના વસ્ત્રના છેડાથી તેનાં આંસુ લુછ્યાં. શૈલ ફરી બોલવા લાગી " વિમળા ! ખરૂ કહું તો મને પીયર જવાની જરાપણ મરજી નથી. તુ જઈને ભાઇને કહે કે 'હું આવનાર નથી !, એ લોકોએ મારે લીધે બહુ કષ્ટ સહન કર્યું છે. મને લાગે છે કે લાંબો વખત થવાથી તે લોકોનું કષ્ટ વિસારે પડ્યું હશે તો હવે ફરી થોડા દિવસને માટે ત્યાં જઇ તેમને ફરી શા માટે દુઃખમાં નાખું ? મારૂં મોત હવે પાસે છે અને મારે અહીંજ–સ્વામીના ચરણુમાંજ મૃત્યુ પામવું સારૂ છે કે જેથી છેવટનો અગ્નિ–સંસ્કાર પણ તેમની પાસેથી મેળવી શકું. અત્યાર સુધીમાં તેમનો સ્નેહ પામ કરી શકી નહિ હવે છેવટના સમયે અગ્નિ–સંસ્કાર તો પામવા દે ? તેમની સામે તેમનુ મુખ જોતાં મૃત્યુ પામવાના પુણ્ય–બળથી હું સ્વર્ગમાં પણ સુખી થઇ શકીશ."

શૈલની આવી દુઃખપૂર્ણ વાતો સાંભળી વિમળાની છાતી ફાટવા લાગી. તેણે રડતાં રડતાં કહ્યું "હે જગદીશ્વર! શું કહું! આપ પોતે ધર્મ અને અધર્મનો વિચાર કરવાવાળા છો. શું સંસારમાં ધર્મ પાલનનું પ્રતિફળ આવુંજ મળે છે? દુનિયામાં સન્માર્ગે ચાલનારને આવાજ કષ્ટો ભોગવવા પડે છે!"

આ વખતે શૈલના ભાઈએ આવી કહ્યું "હોડી તૈયાર છે. હવે ઢીલ શા માટે કરવી?"

વિમળાએ શૈલનો હાથ પકડી કહ્યું "શૈલ! મા દુર્ગાનું સ્મરણ કરી હોડીમાં બેસ. મનને ધીરજ આપ અને ભગવાનની પ્રાર્થના કર."

શૈલે રડતાં રડતાં વિમળાના હાથ પર પોતાનો હાથ મૂકી કહ્યું "વિમળા! પ્રાણ સખી! હું હવે જાઉં છું. મને લાગે છે કે આ આપણો છેલ્લો મેળાપ છે. અસાર સુધી તારાજ પ્રેમથી પ્રાણ ધારણ કરી રહી હતી. આજ તેનાથી પણ વંચિત થાઉં છું. હવે મને હંમેશને માટે રજા આપ. ઇશ્વર પાસે મારી હૃદય-પૂર્વક પ્રાર્થના છે કે મને ભવોભવ તારા જેવી સખી મળે."

બન્નેના નેત્રોમાંથી અવિરામ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. "શૈલ" એટલું બોલી વિમળા ચુપ થઇ ગઈ. ગળામાંથી વધારે બોલાયું નહિ. શૈલે કહ્યું "વિમળા! હવે રડ નહિ. મને ભૂલી જા. તારૂં જીવન સુખમય છે. મારી સાથે તું શું કામ દુઃખી થાય છે? તારી પાસે હવે આ એક છેવટની પ્રાર્થના છે. સ્વામીની હાલની અવસ્થા જોતાં ખાત્રી થાય છે કે આ ઘરમાં થોડાજ દિવસમાં અન્નના પણ ફાંફાં પડશે તો તે વખતે પેલી ચાર હજારની નોટો મેં તને આપી છે

તેમાંથી થોડું થોડું આપ્યા કરજે. મારા સસરાનાજ તે રૂપિઆ છે માટે તે રૂપિઆ હોવા છતા મારા સાસુ નણંદ ભૂખે ન મરે તેવો પ્રયત્ન કરજે. કદાચ રૂપિઆ સંબંધી તેઓ તને પૂછે તો મારૂં નામ દઈશ નહિ. એમજ કહેજે કે "મારી પાસેથી આપું છું." ઇશ્વર તારૂં કલ્યાણ કરશે."

રડતાં રડતાં વિમળાએ શૈલને હોડીમાં બેસાડી. માછી લોકો ઉતાવળથી હોડી ચલાવવા લાગ્યા. જ્યાં સુધી હોડી દેખાતી હતી ત્યાંસુધી વિમળા તે તરફ જોઇ રહી. શૈલ પીયર જાય છે એમ જાણી વિમળા શૈલે તેને રાખવા આપેલી નોટો પાછી લાવી હતી પણ શૈલની વાતો સાંભળી તેને ખાત્રી થઇ કે "કદી જો આ નોટો હું હમણાં શૈલને આપીશ તો તે પોતાની સાસુ નણંદને જરૂર આપી દેશે." શૈલની સાસુ નણંદ તરફ વિમળાને બહુ ક્રોધ હતો. શૈલને આટલુ દુઃખ દેવા છતાં શૈલ પોતાને મળેલા રૂપિઆ તેમને આપી દે તે વિમળા સહન કરી શકી નહિ તેથી તેણે શૈલના હાથમાં નોટો આપી નહિ અને પોતાની પાસેજ રહેવા દીધી. ત્યારપછી વિમળા ફરી શુકલજીને ત્યાં ગઈ નહિ.

# (૯) ફરીથી સાસરે.



પિતાને ત્યાં જઇ માતાની માયા-મમતા, દવા વિગેરેની ઉત્તમ વ્યવસ્થા, આરામ તથા નિયમિત આહાર સર્વથી શૈલની પ્રકૃતી કંઇક સુધરવા લાગી પરંતુ તેના હૃદયની પીડા ગઇ નહિ. આજ લાંબા સમયે અનેક દુઃખો સહન કરી શૈલ માતા પિતા પાસે આવી હતી. અહીં તેને સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવવાનો વખત મળ્યો હતો. પોતાના હૃદયની વાતો કહેવાને—હૃદય ખાલી કરવાને સ્નેહીઓની ખોટ નહોતી પણ તેથી અંતઃકરણમાં સુખ થયું નહિ. અહીં તેને કોઇ જાતનો પરિશ્રમ કરવો પડતો નહોતો. તેની મા સવાર સાંજ ઉત્તમ ભોજન તૈયાર કરી પ્રેમપૂર્વક આગ્રહ કરીને જમાડતી. તેની ત્રણ ભાભીઓ બહુજ વિનયપૂર્વક વર્તી તેને આનંદમાં રાખવાના પ્રયત્નો હંમેશાં કર્યા કરતી અને આખા ઘરમાં કોઈ તેને સ્હેજ પણ દુભાવતું નહિ. આ સર્વથી શૈલના શરીરને આરામ થયો પણ રાત્રી દિવસ પતિની ચિન્તા કર્યા કરતા હૃદયને આરામ ન થયો. શૈલની જગ્યાએ બીજી કોઈ સ્ત્રી હોત તો આ અવસ્થામાં તે પોતાને સંપૂર્ણ સુખી સમજતે પણ શૈલના ભાગ્યમાં વિધાતાએ સુખ ભોગવવાનું લખ્યુંજ નહોતું.

શૈલ જયારે એકલી બેસતી ત્યારે અનેક પ્રકારની ચિન્તાઓથી ઘેરાઇ મનમાંને મનમાં રડયા કરતી. તેની મોટામાં મોટી ચિન્તા એજ હતી કે "મારા પતિનું શું થયું હશે ? તે કુશળ હશે કે નહિ ? હવે

તે સુધર્યો હશે કે નહિ ? આવી આવી અનેક ચિન્તાઓમાં તે હમેશ પડી રહેતી અને એજ કારણથી સારૂ ખાનપાન મળવા છતાં તેનું શરીર વળ્યું નહિ. તેનું અસલનું સ્વરૂપ-લાવણ્ય ફરી દેખાયા નહિ. પુત્રીની આવી દશા જોઈ માતા હંમેશ કહ્યા કરતી કે

" શેલ ! તું નાહક શું કામ ચિન્તા કર્યો કરે છે ? પરમાત્મા તારા પાંચે ભાઇઓને સુખી રાખશે તો જીવતા સુધી તને અન્ન વસ્ત્રનો શું ટોટો છે. તારા દુર્ભાગ્યથી તથા તારા ધણીના દુઃશ્ચરિત્રથી તુ તારે સાસરે સુખ ન મેળવી શકી તો તેમાં શું થયું ! હવે તું તે લોકોની દરકાર કરી તારા જીવને શું કામ કષ્ટ આપે છે ? તે લોકોએ તને કેટલુંક સુખ આપ્યું છે અને તારે માટે કેટલીક કાળજી રાખી છે કે તે લોકોની દુર્દશાનો વિચાર કરી તારે દુઃખી થવું પડે ? હવે તું તે લોકને ભુલી જા અને તારા શરીરની કાળજી રાખ. તે લોકોએ તને બહુ દુઃખ દીધું અને તેના બદલા તરીકે ઇશ્વર તેને દુઃખ આપે તો તેમાં તું અને હું શું કરીશું ? મારૂં કહ્યું માનીને એ બાબતનો વિચારજ કરવાનું છોડી દે. "

માતાના આવી રીતના પુષ્કળ પ્રયત્ન છતાં શેલને શાંતી થતી નહિ.

આ પ્રમાણે એક વર્ષ વીત્યું. વિમળાના પત્રથી શેલને પોતાના સાસરાના સમાચાર મળ્યા કરતા હતા. હાલ કેટલાક સમયથી વિમળા પોતાને સાસરે ગઈ હતી તેથી તેને શેલના શ્વસુરાલયની ખબરો બરાબર મળતી નહોતી. આ કારણથી શેલને પણ વિમળાના પત્રોમાંથી તે સંબંધી વીગત મળતી બંધ થઇ હતી. શેલને કેટલાક સમયથી

સાસુ–નણંદ અને સ્વામીના સમાચાર બીલકુલ મળ્યા નહોતા. તેના હૃદયમાં આથી હંમેશ નવી નવી દુ:શંકાઓ ઉત્પન્ન થતી હતી. કદી કદી વિચાર આવતો કે "સ્વામી અત્યાર સુધીમાં તમામ પુંજી ઉડાવી નાખી અન્નના કષ્ટથી પીડિત હશે. લોકો તેમનો તિરસ્કાર કરતા હશે. સાસુ–નણંદ પણ બહુજ દુ:ખી હશે." આવા વિચારથી શૈલને મરણ કરતાં પણ વધારે પીડા થતી. એક વખત શૈલ જ્યારે આવાજ પ્રકારના વિચારો કરતી હતી ત્યારે તેને વિમળાનો પત્ર મળ્યો. પત્રમાં લખ્યું હતું કે:—

પ્રિય બ્હેન શૈલ !

હું ૭ મહિના મારે સાસરે રહ્યા પછી હાલમાં સોનપુર આવી છું. મારા ઘરના સવ કુશળ છે. તમારા સાસરાની અવસ્થા બહુજ શોચનીય થઇ ગઈ છે. લક્ષ્મીના પાપનું ફળ તેને મળવા માંડયુ છે. તે લકવાના રોગથી ચૈતન્યહિન થઈ શૈય્યાવશ ગઈ ગઈ છે. મળ મુત્રને માટે પણ ઉઠી શકતી નથી. કર્મનુંજ ફળ મળ્યું છે. જ્યારે સારી હતી ત્યારે રોગનો ઢોંગ કરતી હતી તેથી ઇશ્વરે તેને ખરેખરી રોગી બનાવી છે. તમારી સાસુ રાત દિવસ રડયા કરે છે. તમારા સ્વામી કપિલેશ્વર ભટ સાથે કોર્ટમાં લઢે છે. ઘરનો તમામ સરસામન વેચી તેના જે પૈસા આવ્યા તેમાંથી કેસ લઢે છે. તેમના પ્રાયશ્ચિતની પણ શરૂઆત થઈ ગઇ છે. તમે તે લોકોની સહાયતા કરવા માટે મારી પાસે રૂપિઆ રાખ્યા હતા પણ બ્હેન એ કામ મારાથી બને તેમ નથી. એવાં પાપીષ્ઠ લોકો ઉપર હું ઉપકાર કરી શકતી નથી. તેમને જોઈને મારા શરીરમાં આગ ઉઠે છે. મને માફ કરજો. હું તમારા જેવી દયાળુ થઈ શકતી નથી. દુષ્ટ લોકો તેમના કર્મનું પ્રાયશ્ચિત

કરતા હોય તે વખતે તેમને સહાય કરવી એ કુદરતનો નિયમ તોડવા જેવું છે એમ હું માનું છું. જો બની શકે અને તમારી મરજી હોય તો એકવાર જાતે આવી તમારા ઘરની દુર્દશા જુઓ. જો એમ ન બની શકે તો મને પત્ર લખજો હું તમારી નોટો તમને પાછી મોકલી આપીશ પણ એ લોકોને એક પૈસો પણ આપવાની ઉદારતા મારામાં નથી. હું સારી રીતે છું. તમને મળવાની બહુ ઉત્કંઠા છે.

લી૦ તમારી પ્રેમાકાંક્ષિણી,

" વિમળા. "

વિમળા બીજી બધી રીતે સારી હતી પણ લક્ષ્મી અને તેની મા તરફ તેને બહુજ ક્રોધ હતો. ખરૂ જોતાં તે લોકોની આવી દુર્દશા જોઇ તેને બહુ સંતોષ થયો હતો. તેને લાગતું હતું કે શૈલ પણ આ વાતથી ખુશી થશે પણ અહીં તો વિપરીત પરિણામ આવ્યું. શૈલને આ પત્ર વાંચી અપાર કષ્ટ થયું. પોતાની સાસુ નણંદ વિગેરે આત્મીય સ્વજનોની દુર્દશાની વિગત વાંચી શૈલ જેવી ભલી સ્ત્રીને કષ્ટ કેમ ન થાય ? જો કે તે લોકોએ તેને બહુ હેરાન કરી હતી તોપણ શૈલ તેમની ભયંકર દુર્દશાના ખ્યાલથી કંપી ઉઠી. ફરીથી તે પોતાના સ્વામીની ચિન્તાથી બહુજ દુ:ખી થઇ. વિચારને અંતે તેણે એકવાર સોનપુર જઇને એકવાર તે લોકોને જાતે જોવાનો નિશ્ચય કર્યો. આ વિચાર કરી શૈલ પોતાની મા પાસે ગઈ અને તેને પોતાના હૃદયની વાત કહી સંભળાવી. તેની માએ આશ્ચર્યચકિત થઈ કહ્યું "શું કહ્યું ? હવે તું ત્યાં શું મોઢું લઇને જવા ઇચ્છે છે ?"

માતાનો આગ્રહ પૂર્વક વિરોધ હતો છતાં શૈલે કહ્યું કે "નહિ, આ એક વખત ત્યાં જઇશજ. ગયા શિવાય મારા હૃદયને શાંતી નહિ

થાય." એટલું કહેતાં શૈલને બહુજ સંકોચ થયો અને તે શરમાઇ. તેણે વિમળાનો પત્ર તેની માતાના હાથમાં મૂક્યો.

તેની માતા પણ ભણેલી હતી. :પત્ર વાંચી તે બોલી "આ તો ઉલટું સારૂજ થયું છે. જેવા કર્મ કર્યા હતા તેવાજ ફળ મળ્યા છે તેમાં તું શું કરવા દુઃખી થાય છે ? તે લોક મરે કે જીવે તેથી તને શું લાભ અથવા હાની છે. તું હવે એ ઘરનું નામજ છોડી દે અને એમજ સમજ કે તારે તે લોકો સાથે સંબંધ હતોજ નહિ. ભલે તેમનું ઘર નંષ્ટ ભ્રષ્ટ થઇ જાય તારે તે વિશે જરાપણ વિચાર કરવાનો જરૂરજ નથી."

શૈલની માતા આટલું બોલી પોતાના શબ્દોની શૈલ ઉપર શું અસર થાય છે તે જોવા લાગી. શૈલે કહ્યું "ગમે તેમ હોય પણ એક વખત જઈ આવવું ઠીક છે. મને મોકલો." શૈલની માતાને આ વાત ગમી નહિ. તેની એકની એક લાડકી પુત્રી ઉપર અત્યાચાર કરનાર ઉપર દયા ?

ધીમે ધીમે ઘરમાંના બધાંએ આ વાત જાણી. શૈલનો અત્યંત આગ્રહ જોઇ તેના પિતાએ પોતાના પુત્રોની સલાહ લઇ તેને ફરીથી સાસરે જવાની અનુમતિ આપી. શૈલ તુરત પોતાના એક ભાઇ સાથે સોનપુર રવાના થઇ.



# ૧૦ સર્વત્ર અંધકાર.

ઘેરથી નીકળી શૈલ બીજે દીવસે બપોરે સોનપુર પહોંચી. ત્યાં સાસરે જઇ ત્યાંનો દેખાવ જોતાજ તે સ્થંભીત થઈ ગઈ. તેણે ત્યાં શું જોયું ? ઘર ખંડીયેર જેવું થઈ ગયું હતું. આજુબાજુ જંગલની માફક ઘાસ અને નાના છોડવાઓ ઉગી નીકળ્યા હતા. ભીતોમાં સ્થળે સ્થળે ખાડા પડયા હતા અને પક્ષીઓએ ત્યાં માળા બાંધ્યાં હતાં. ઘરમાં ધુળ ઉડતી હતી અને કરોળીઆઓએ જ્યાં ત્યાં જાળા બાંધ્યાં હતા. ટેબલ અને ખુરશીઓ પર ધુળના ઢગલા પડયા હતા અને ઘરનું તમામ ફરનીચર અવ્યવસ્થીત દશામાં પડયું હતું. ઘરમાં જાણે કોઇ વસતુજ નહિ હોય અને કેટલાએ વખતથી અવાવરૂ પડયું હોય એમ દેખાતું હતું. શૈલના સસરા જ્યારે જીવતા હતા ત્યારે શોધવા છતાં કોઈ સ્થળે ધુળ કચરો મળતો નહિ તેજ ઘરની આજે આવી વીપરીત દશા જોઇ શૈલે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. ઘરની અંદરના ભાગમાં જતાં તેણે જોયું કે તેની સાસુનું શરીર સુકાઇને હાડપીંજર જેવું થઇ ગયું હતું અને બારણાની પાસે બેઠી બેઠી તે રડતી હતી. પોતાની સાસુની આવી શોચનીય ભયંકર અવસ્થા જોઈ શૈલ કંપી ઉઠી. તેણે તેની સાસુના ચરણોમાં માથુ મૂકી પ્રણામ કર્યાં. તેની સાસુ તેને જોઈ ચમકી ગઇ. શૈલ આવવાની છે એવી તેને ખબર નહોતી. તે એક શબ્દ પણ બોલ્યા શિવાય ઉઠીને ઉભી થઇ. તેજ વખતે લક્ષ્મીએ ઘરમાંથી " મા હું મરી જાઉં છું. હું બચનાર નથી " એવો

દુઃખપૂર્ણ ધાંટો પાડયો. શૈલે તે સાંભળી તેની સાસુને પૂછ્યું "શું મોટી બ્હેન બહુ સીક છે ?"

લક્ષ્મીની મા એ રડતાં રડતાં કહ્યું "શૈલ આ સર્વ અમારા પાપના ફળ છે. તને અમે બહુ કષ્ટ આપ્યું તેનું પ્રાયશ્ચિત ભોગવીએ છીએ. પણ તું અહીં કેમ આવી ? અમે તો થોડા વખતમાં ભૂખે મરી જઇશું તારે પણ અમારી સાથે ભૂખે મરવું છે ? તારા પિતાને ત્યાં સુખમાં રહેવાનું છોડી અમારી સાથે દુઃખ ભોગવવા શા માટે પાછી આવી ? વહુ, તું પાછીજા અમને અમારૂં કર્મફળ ભોગવવા દે."

શૈલ તરફ તેની સાસુનો આગળનો ક્રોધ-વૈરભાવ રહ્યો નહોતો. લોકોનું કથન છે કે "દાંત હોય છે ત્યારે તેની કોઇ પરવા કરતું નથી અને તેના ગુણ સમજતુ નથી પણ વૃદ્ધાવસ્થામાંજ તેની કીંમત અંકાય છે. શૈલ લાંબો સમય સાસરામાં રહી હતી પણ તે વખતે તેના સદ્‌ગુણો સમજાયા નહોતા. તેની સાસુ અને લક્ષ્મી તેનો તિરસ્કાર કરતા હતા અને તેને તુચ્છ સમજતા હતા પણ તેના અભાવે એટલે તેના પીયર જવા પછી ઘરની જે દશા થઈ તે જોઈ તેની સાસુ તેની કીંમત સમજી શકી. તે કેટલી ઉપયોગી હતી તે આ સમયેજ જણાયું. સર્વને વિપત્તિમાં આવી પડેલા જાણી પોતાને થયલા કષ્ટ અને અપમાનનો વિચાર ન કરતાં તે વગર બોલાવે ચાલી આવી તે જોઇ તેની સાસુના આશ્ચર્યનો પાર રહયો નહિ. પોતાની તરફ શૈલનો આવો અથંગ અનુરાગ જોઈ આજ તેની સાસુને પોતાના આગલા કૃત્યો માટે હૃદયપૂર્વક ખરેખરો પસ્તાવો થયો અને શૈલ સાથે વાત કરતા પણ તેને શરમ લાગવા માંડી. પોતે આવી

સાધ્વી પુત્રવધુને અનેક યંત્રણાઓ દઇ દુઃખી કરી હતી એવી અનેક વાતો યાદ આવવાથી શૈલની સાસુને બહુ દુઃખ થયું.

શૈલે સાસુનું નિસ્તેજ મુખ જોઇ જાણી લીધું કે આજે એમણે ભોજન કર્યું નથી. વધુ વાત કર્યા વગર તે ઘરમાં ગઇ. જે ઓરડામાં લક્ષ્મી સુતી હતી ત્યાં જઈ જોતાં માલમ પડ્યું કે લક્ષ્મી ભયંકર રોગથી તરફડીઆ મારતી હતી. પાસે કોઈ પણ માણસ નથી. ચારે તરફથી દુર્ગંધ ફેલાઈ રહી છે. શૈલ ધીમે ધીમે પાસે જઈ બોલી. "લક્ષ્મી?" લક્ષ્મીએ શૈલને જોઈ બીજી તરફ મોં ફેરવી લીધું અને તેને તેના માથાપર વજ્રઘાત થયો હોય એવી પ્રાણહારક વેદના થવા લાગી. તેણે વિચાર કર્યો કે 'મેં શૈલને બહુ કષ્ટ આપ્યા છે અને તેથી હવે લાગ જોઈ તે બદલો આપવા આવી હશે.' જે દુષ્ટ સ્વભાવનું હોય છે તે સજ્જનને પણ પોતાના જેવુંજ સમજે છે. શૈલ લક્ષ્મી પાસેથી કંઈ જવાબ ન મળવાથી ખાટલા પાસે બેસી ગઇ અને ધીમે ધીમે તેના શરીરપર હાથ ફેરવતા પૂછવા લાગી "લક્ષ્મી બ્હેન, તમે કેટલા દિવસથી માંદા છો? ઘરની આવી અવસ્થા હોવા છતાં તમે મને પત્ર પણ ન લખ્યો? તમે મારાં તરફ શા માટે ગુસ્સો રાખો છો? મારો કંઈ અપરાધ થયો હોય તો ક્ષમા કરો."

લક્ષ્મીએ કંઇ જવાબ આપ્યો નહિ. શૈલ પણ પછી વધુ બોલી નહિ અને પોતાની સાથે પોતાના પીયરથી જે બીસ્તરો લાવી હતી તે ઓરડામાં બીજી બાજુ સાફસુફ કરી બીછાવી દીધો. તે પછી પોતાના પહેરવાના કપડામાંથી એક ધોયલુ સ્વચ્છ વસ્ત્ર કાઢી લક્ષ્મીને કહ્યું "મોટી બ્હેન આ ધોયલુ લુગડું તમે પહેરી લો. તમારૂ લુગડું તદ્દન મેલું થઇ ગયું છે તે બદલીને મને આપો હું તેને ધોઇ નાખું. પછી

આ બીછાનાપર આવો. તમારૂ બીછાનું પણ ખરાબ થઈ ગયું છે અને એવા બીછાનામાં સુવાથી રોગ વધવાનો સંભવ છે. જો મને પહેલેથીજ તમારી તબીયતના સમાચાર મળ્યા હોત તો તમને આટલુ કષ્ટ ભોગવવું પડતે નહિ. ખેર–ભગવાનની મરજી. તેની કરૂણાથી તમને થોડાજ વખતમાં તમારૂં આરોગ્ય ફરી પ્રાપ્ત થશે. "

લક્ષ્મીમાં હાલવા ચાલવાની બીલકુલ શક્તિ નહોતી. શૈલે પોતાને હાથે ટેકો આપી તેને ઉઠાડી અને વસ્ત્ર બદલાવી ધીમે ધીમે લઈ જઈ નવા સ્વચ્છ બીછાના પર સુવડાવી. અને કહ્યું " લક્ષ્મી બ્હેન, હું આટલા બધા દિવસે આવી છું છતાં તમે મારી સાથે મન ખોલીને વાત કેમ કરતા નથી ? "

શૈલના આટલા આગ્રહ છતાં લક્ષ્મી મોઢામાંથી કંઈ બોલી નહિ. માત્ર તે શૈલ તરફ ઉપકાર ભરી દ્રષ્ટીએ જોઈ રહી અને તેની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી.

આ ઉપરથી એમ સ્પષ્ટ દેખાતું હતું કે શૈલનો સદ્દ્વ્યવહાર જોઈ તેનું પાષાણમય હ્રદય પણ પીગળી ગયું હતું. પોતાની ભાભીની આટલી ભલાઈ જોવા પછી તે કયાં સુધી કઠોરતા ધારણ કરી શકે ? આજ ચાર મહીના થયા લક્ષ્મીમાં ઉઠવા બેસવાની શકિત રહી નહોતી. તેની સામે કોઈ જોતુ નહોતુ અને તેને મળમુત્રવાળી દુર્ગંધમય જગામાં પડી રહેવું પડતું. શૈલની માફક કોઇએ તેની સાથે પ્રેમથી વાત કરી નહોતી. ચાર માસમાં કોઇએ તેની આટલી કાળજીપૂર્વક ચાકરી કરી નહોતી. અને મધુર શબ્દોથી આશ્વાસન પણ આપ્યું નહોતું. આટલા વખતમાં તેની માતા પણ તેનાથી વિરક્ત

થઇ ગઇ હતી. આજ બે દિવસ થયા લક્ષ્મીના મોઢામાં પાણીના બે ટીપાં પણ પડયાં નહોતાં. કોઈ તેને ભોજન તેમજ જળ સારૂ પુછતું પણ નહોતું. માત્ર આજ તેજ ભાભી જે તેના નેત્રોમાં વિષની માફક ખટકયા કરતી હતી તે–તેજ આર્ય સંસારની આદર્શ ગૃહિણી રમણી રત્ન શૈલબાળા પોતાને હાથે તેના મળમુત્ર સાફ કરી રહી છે. ધન્ય છે આર્ય સંસારની એવી શુશિલ કુલવધુઓને !

લક્ષ્મીની માતા પણ મળમુત્રની દુર્ગંધથી તેની પાસે આવતી નહોતી. આજ શૈલને પોતાની માતા કરતાં પણ વધુ પ્રેમથી પોતાની સેવા કરતી જોઈ લક્ષ્મી આશ્ચર્યથી સ્થંભીત થઇ ગઈ. શૈલનો પ્રેમપૂર્ણ વ્યવહાર જોઇ લક્ષ્મીએ મનમાંજ વિચાર કર્યો કે તેણે સાક્ષાત ગૃહલક્ષ્મીને વિનાકારણ બહુજ કષ્ટ આપ્યું હતું. આવા વિચાર આવતાજ તેના હૃદયમાં બહુ દુઃખ ઉત્પન્ન થયું. તે મોઢામાંથી એક શબ્દ પણ બોલી શકી નહિ. ચુપચુપ રડવા લાગી. તે જોઈ શૈલે કહયું "આ શું ? મોટી બ્હેન ! તમે શા માટે રડો છો ! તમને શું દુઃખ થાય છે ?"

લક્ષ્મીએ રડતાં રડતાં બહુજ દુઃખપૂર્ણ મંદ સ્વરે કહયું "ભાભી હું શું મોઢું લઈ તમારી સાથે વાત કરૂં ? તમે સાક્ષાત્ દેવી સ્વરૂપ છો. પિતાજી ખરૂંજ કહેતા હતા કે ' આ સાક્ષાત્ લક્ષ્મી જેવી વહુને સંતાપશો નહિ' પણ અમે તે ન માન્યું અને તમારા પર ભયંકર અત્યાચાર કર્યો. મેં તમારી સાથે રાક્ષસી વર્તન રાખ્યું તે પાપનું પ્રાયશ્ચિત આજ ભોગવી રહી છું. તમે મારે માટે હવે વધુ કષ્ટ શા માટે ઉઠાવો છો ? મારે લીધે તમે કલંકિત થયા, અપાર કષ્ટો સહન કરવા પડયા. આજે તમે ઇચ્છો તો તે સર્વનો બદલો લઈ શકો. તો

તમે તેમ કેમ કરતા નથી ? મને મારી નાખતાં કેમ નથી ? હું ખરે ખર બહુજ પાપી છું. મારે લીધેજ તમારો સુવર્ણમય ગૃહસ્થાશ્રમ ધુળમાં મળી ગયો. મેં તમારા નીર્મળ ચરીત્રને પણ ડાઘ લગાડયો. હા, ભગવાન ! કેવાં ભયંકર પાપ ! એનો બદલો આવોજ મળવો જોઇએ."

શૈલે લક્ષ્મીને આગળ બોલતાં અટકાવીને કહ્યું "રામ રામ મોટી બ્હેન અત્યારે એવી વાતો યાદ કરવાનો વખત છે ? મને કંઈ કષ્ટ સહન કરવું પડયું હોય તો તે મારા નશીબનો દોષ એમાં તમારો શું વાંક ? તમે પૂજ્ય છો. તમારી સેવા કરવી તે મારો ધર્મ છે. એમાં હું કાંઈ નવાઇ કરતી નથી. તમે આગલુ પાછલું બધું યાદ કરવાનુ છોડીદો. કહો તમે ખાધું છે કે નહિ ? ન ખાધું હોય તો તમને શું ખાવાની ઇચ્છા છે ? હું હમણાંજ કરી આપીશ. અન્ન શિવાય શરીરમાં શકિત પણ કેમ રહે ?,,

લક્ષ્મીએ કહ્યું " મારા નશીબમાં અન્ન વસ્ત્ર કયાં લખ્યાં છે ? આજ બે દિવસ થયા મારા પેટમાં અન્નનો એક દાણો પણ પડયો નથી. આવી દશામાં હવે મોત આવે તોપણ સારૂં. હવે આ દુઃખ સહન થતું નથી."

શૈલે વિચાર કર્યો કે લક્ષ્મીને સ્વામીના કંઇક સમાચાર પુછું પણ તે સમયે એ વાત પુછવાનું તે સાહસ કરી શકી નહિ. તેના મનમાં એક પ્રકારનો ભય ઉત્પન્ન થયો. તે સ્હેજ વિચાર કરી આગળના ભાગમાં ગઇ. પોતાના પિતાને ત્યાંથી નીકળતી વખતે તેણે ખાવાની કેટલીક ચીજો સાથે લઇ લીધી હતી તેમાંથી થોડું થોડું સાસુ નણંદને ખવડાવી પોતાની સાથે જે નોકર આવ્યો હતો તેને બજાર મોકલ્યો.

શૈલની માએ તેને વિદાય કરતી વખતે કેટલાક રૂપિઆ આપ્યા હતા તે રૂપિઆમાંથી દાળ ચોખા વિગેરે સામન મંગાવી તે ઉતાવળથી રાંધવા લાગી. શૈલના આવવાની ખબર સાંભળી વિમળા દોડતી આવી. તેણે જોયું કે શૈલ રાંધવામાં ગુંથાઇ છે. શૈલ અને વિમળા આજ લાંબે સમયે મળ્યા હતા તેથી પરસ્પરના સુખ દુઃખની વાતો ઘણો વખત સુધી કર્યા કરી. વિમળાએ શૈલને તેના સ્વામીના પહેલેથી છેલ્લે સુધીના સમાચાર કહ્યા. શૈલને વજ્રઘાતથી પણ વધારે ભયંકર મર્મવેદના થઈ. નારયણ આ વખતે ભારી આફતમાં આવી પડયો હતો. તેણે કલાસિંહ નામે તેના મિત્ર મારફતે કપિલેશ્વર નામના ધનવાન્ બ્રાહ્મણ પાસે રૂપિઆ ત્રણ હજાર વ્યાજે લીધા હતા. કપિલેશ્વર ગૃહસ્થ માણસ હતા અને તેણે લાંબા વખત સુધી સ્નેહને લીધે નારાયણની પાસે રૂપિઆની ઉઘરાણી કરી નહિ. છેવટે તેમણે નારાયણ પાસેથી વ્યાજના રૂપિઆ છોડી દઇ પોતે રોકડા આપેલા રૂપિઆની માંગણી કરી. નારાયણે તેમની માગણીની બીલકુલ દરકાર કરી નહીં અને ખરૂં જોતાં તે રૂપિઆ તમામ મોજ શોખ અને એશઆરામમાં ઉડી ગયા હતા. એવી મોટી રકમ આપવાને હાલ તે સમર્થ ન હતો. વધારેમાં એ શિવાય પણ તેણે કેટલુંક દેવું કર્યું હતું. તેઓએ પણ વારા ફરતી ધમકીઓ આપી હતી અને છેવટે ફરીઆદ કરી તેની સંપત્તી લીલામ કરાવવા તૈયાર થયા હતા. કપિલેશ્વરે તેને બહુ સમજાવી પોતાના રૂપિઆ આપવા કહ્યું. બીજાઓની માફક એકદમ ફરીઆદ ન કરતાં તેમણે તેને બહુજ નરમાશથી કહ્યું કે "જો નારાયણ તારામાં મેં વ્યાજ પણ છોડી દીધું છે. બીજાઓની માફક તારી આબરૂ ઉપર હાથ કરી ફરીઆદ ન કરતાં હું હજી શાંત બેસી રહ્યો છું માટે હવે તું મને રૂપિઆ આપ."

નારાયણે કહ્યું "આપ કહો છો તે ઠીક છે પણ હાલ મારાથી રૂપિઆ આપવાનું બની શકે તેમ નથી. હું આપને વ્યાજ આપવાની ના કહેતો નથી પણ રૂપિઆ માટે હાલ કંઇ બની શકે તેમ નથી."

કપિલેશ્વરે કહ્યું "મારે કયાં સુધી રાહ જોવી? તારા બીજા માગનારાઓ પુષ્કળ છે. તેઓએ ફરીઆદી કરીને તારા ઉપર હુકમનામા કરાવ્યા છે. થોડાજ સમયમાં તેઓ તારી તમામ મીલકત લીલામ કરી દઇ તેઓ પોતાના નાણા વસુલ કરશે પછી તારી પાસે શેમાંથી મારા રૂપિઆ વસુલ કરવાની આશા ઉપર મારે બેસી રહેવું? મારાથી હવે ઢીલ ખમાય તેમ નથી. ગમે તે 'હા' કે 'ના' નો છેવટનો જવાબ આપ."

નારાયણે વિરકત થઇ કહ્યું "જો આપ થોભી ન શકો તો આપને મા તમામ માર્ગ ખુલ્લા છે. આપની ઇચ્છા હોય તો આપ પણ ભલે ફરીઆદ કરો."

કપિલેશ્વરે કહ્યું "જો નારાયણ, મને તારા ઉપર સ્નેહ છે તેથી ફરી કહુંછ કે મને રૂપિઆ આપ નહિ તો એમાંથી સારૂં પરિણામ નહિ આવે."

નારાયણે બેદરકારીથી કહ્યું "આપનાથી થાય તે કરી લ્યો."

કપિલેશ્વરે ફરીઆદ કરી કોર્ટમાંથી હુકમનામું કરાવ્યું. તેણે નારાયણનું ઘર લીલામ કરાવી પોતાના રૂપિઆ વસુલ કરવાની વ્યવસ્થા કરી. નારાયણને આથી બહુજ ભારે ક્રોધ થયો. લીલામ વખતે તેણે કપિલેશ્વરના અને સાથે સાથે પોલીસના માણસોને પણ માર મારી ત્યાંથી હાંકી મૂકયા. પોલીસને પોતાની ફરજ બજાવતા અટકાવવાના

અપરાધ માટે પોલીસોએ તેને કેદમાં નાખ્યો. હજી સુધી મુકર્દમાનો અંત આવ્યો નહોતો. લોકો માંહોમાંહે વાતો કરતા હતા કે આ કેસમાં નારાયણને ઓછામાં ઓછી બે વર્ષની જેલની સજા થશે.

વિમળાને મોઢેથી વીગતવાર ઉપરની હકીકત સાંભળી શૈલને દશે દીશા શુન્ય દેખાઇ. આખા જગતમાં સર્વત્ર અંધકાર ફેલાયલો તેને જણાયો. તેણે બહુજ કષ્ટથી રડતાં રડતાં ભોજન તૈયાર કરી પોતાના ભાઇ તથા સાસુ-નણંદને જમાડયા. તે દિવસે પાણીનું એક ટીપું પણ તેણે લીધું નહિ.



## ૧૧ " તું મારી ધર્મપુત્રી છે. "



આખી રાત શૈલને નીંદ્રા આવી નહિ. આંખોમાંથી વહેતી અખંડીત અશ્રુધારાઓએ ઓશીકું પલાળી નાખ્યું. તે મનમાંને મનમાં જ આ નવિન આપત્તી માટે વિલાપ કરવા લાગી. "હાય ! વિધાતાએ મારા ભાગ્યમાં કેટલું દુઃખ લખ્યું હતું. પૂર્વજન્મમાં મેં કોણ જાણે કેવાં ઘોર પાપ કર્યાં હશે જેનું પ્રાયશ્ચિત આવી હંમેશની હૃદય જ્વાળાથી કરવું પડે છે ? આવા સુશીલ સ્વામી અને અપાર સંપત્તી હોવા છતાં હું સુખી થઇ શકી નહિ. મારા સ્વામીને જેલમાં કોણ જાણે કેવું કષ્ટ પડતું હશે ? હાય ! યમદુત જેવા ક્રુર સીપાઇઓ કેવી મર્મભેદક વાતો કહેતા હશે ? કેવું કષ્ટ આપતા હશે ? તેમણે કાંઇ

દિવસ કંઇ દુ:ખ સહન કર્યું નથી તો કારાગારના ભયંકર કષ્ટો એમ નાંથી કેમ સહન થશે? શું એમને છોડવવાનો કોઈ ઉપાય નહિ હોય? શું તે કરૂણાના સાગર ભગવાનની કરૂણામય દ્રષ્ટી આખા જન્મમાં મારી ઉપર એક વખત પણ નહિ પડે. હા! યાદ આવ્યું. હજી સસરાજીએ આપેલા ચાર હજાર રૂપિઆ વિમળા પાસે અનામત છે. પિતા માતા અને સ્નેહાળ ભાઇઓએ પાંચસો રૂપિઆના ઘરેણાં આપ્યા છે. શું એ બધુ ખરચતાં એમને છોડવી નહિ શકું? જો મારા પ્રાણદાનથી પણ તેમની મુક્તિ કરાવી શકું તો હું કૃતાર્થ થઇશ. હે દયાળુ પરમેશ્વર! દયા કરો. આપની ઇચ્છા હોય તો મારા સ્વામીના ઉદ્ધારના બદલામાં મારો પ્રાણ ભલે લઇ લ્યો; પણ મારા સ્વીમીને મારૂં સર્વસ્વ લેતાં પણ છોડવો. એમનું શરીર સુકુમાર છે. કોઈ દિવસ ટાઢ તડકો જોયાં નથી તેથી કેદખાનામાં એમની શું દશા થતી હશે તેનો વિચાર કરતાં મારા હૃદયના ટુકડે ટુકડા થઇ જાય છે. હે દીનબંધુ! હે નિરાધારના સહાયક! આ ચીર દુ:ખીઆરી અબળાનો આટલો આર્તનાદ સાંભળજો." વિચાર કરતાં કરતાં પ્રભાત થયું, આખા જીવનમાં કોઈ દિવસ તેણે આટલી અશાંતી અનુભવી નહોતી. શૈલે વહેલાં વહેલાં ઉઠી પ્રાત:કર્મ કરી ઉતાવળથી ગૃહકાર્ય સમાપ્ત કર્યું. બની શકી તેટલી ઉતાવળથી રસોઈ કરી સર્વને જમાડ્યાં અને વિમળાને બોલાવીને કહ્યું "બહેન, પેલી ચાર હજારની નોટો કૃપા કરી આપ. એ મારા સસરાએ આપી છે એટલે મારા સ્વામીનુંજ ધન છે. આજ તેમના છુટકારા માટે એ ઉપયોગમાં ન આવે તો પછી શા કામમાં આવવાની છે? એ નોટો તથા ઘરેણાં કપિલેશ્વર ભટ્ટના ચરણમાં મૂકી મારા સ્વામીનો છુટકારો કરવા પગે

પછી પ્રાર્થના કરીશ. માટે મને જલદી નોટ આપ. મારા હૃદયેશ્વરને કેદખાનામાં બહુ કષ્ટ થતું હશે. એમને જેમ બને તેમ જલદી છોડવવા પ્રયત્ન કરવા દે."

વિમળાએ પહેલા નોટો આપવા આનાકાની કરી કહ્યું " બ્હેન એ નોટો તારીજ છે. તારે જોઇએ તે સમય આપવા મને વાંધો નથી પણ એ રૂપિઆ આ પ્રમાણે ખર્ચ કરવાથી શું વળશે ? જો રૂપિઆ હશે તો જીંદગી સુધી તને અન્ન વસ્ત્રને માટે વાંધો નહિ પડે."

શૈલે કહ્યું " વિમળા, સ્વામી જેલખાનાના દારૂણ કષ્ટો સહન કરે અને એ રૂપિઆથી હું સુંદર વસ્ત્રાલંકાર પહેરી ફરૂં તો મારા જીવનને ધીક્કાર છે. તું મારૂં ભલું ઇચ્છે છે તે હું જાણું છું પણ આ સમયે મને વધુ કહીશ નહિ. મહેરબાની કરીને મને નોટો આપ."

આ શબ્દો સાંભળી વિમળા સ્તબ્ધ થઈ. નિસ્ઠુર સ્વામી તરફ શૈલનો આવો અડગ પ્રેમ જોઇ તેણે શૈલને હૃદયપૂર્વક ધન્યવાદ આપ્યો. નોટો લાવી આપી તેણે શૈલને કહ્યું "શૈલ ! બ્હેન મને માફ કરજે. તારા જેવી સાધ્વી સ્ત્રીયો થોડીજ હશે. સ્વામી તરફ કેવો પ્રેમ રાખવો જોઇએ તે આજે તેં મને બરાબર શીખવ્યું છે. જા ફતેહ કર. ઇશ્વર તને જરૂર તારા શુભ કાર્યમાં સહાય કરશે."

ચાર હજારની નોટો તથા પોતાના તમામ ઘરેણાં એક ડબ્બામાં ભરી શૈલે એક ભાડુતી ગાડી મંગાવી. ગાડીમાં બેસી તે કપિલેશ્વર ભટ્ટને ત્યાં ગઈ. શૈલ ડબ્બો લઇ ગાડીમાંથી નીચે ઉતરી. કપિલેશ્વરના ઘરમાં સ્ત્રીઓ રસોઇ કરતી હતી. શૈલને ત્યાં કોઇ ઓળખતું નહોતું કારણ કે તે ઘરમાંથી કોઈ વખત બહાર નીકળતી નહોતી અને

કોઇને મળતી પણ નહોતી એટલે તે લોકો તેને કેમ ઓળખી શકે ? એક અપરિચિતા લજ્જાશીલા સુશીલ કુળવધુને પોતાને ત્યાં એકાએક આવેલી જોઇ તે સર્વ બહુ વિસ્મિત થયા. શૈલ પણ અજાણ્યામાં આવેલી હોવાથી સહેજ ગભરાઈ અને બોલી શકી નહિ. સમજી પણ ન શકી કે આ સ્ત્રીઓમાંથી કોની સાથે વાત કરૂં અને શું વાત કરૂં ? ચુપચુપ એક બાજુ ઉપર શરમાઇને ઉભી રહી. આ સમયે તેનું શરીર કંપી રહ્યું હતું અને આંખોમાં અશ્રુ ભરાઈ આવ્યા હતા. થોડીવાર પછી એક પ્રૌઢા સ્ત્રીએ કહ્યું " બ્હેન તમે કોણ છો ? અમે તમને ઓળખતા નથી. તમારે કોનું કામ છે ? "

એક બીજી સ્ત્રીએ કહ્યું " અરે જુવો તો ખરા; એની આંખોમાંથી આંસુ વહે છે. કોઇ બહુજ દુઃખીયારી લાગે છે. નિરંતર રડવાથી એનું વસ્ત્ર ભીનું થયું છે અને આંખો પણ કેવી લાલ થઈ ગઇ છે ? " આ પ્રમાણે થોડો સમયની તે લોકોની માંહોમાંહેની વાતચીત ઉપરથી શૈલ સમજી શકી કે પ્રથમ પ્રશ્ન પુછનાર પ્રૌઢા સ્ત્રી કપિલેશ્વર ભટ્ટની પત્ની હતી. તેણે પોતાની સાથે આણેલો ડબ્બો ખોલી તેમાંથી નોટો અને ઘરેણાં કાઢી તેના ચરણમાં મૂકયા અને આંખોમાંથી અશ્રુ વર્ષાવતી તે જાતે પણ તેના ચરણમાં ઢળી પડી. મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ પણ તે તેની તરફ માત્ર દયા દ્રષ્ટીથી જોઈ રહી.

આ ઘટના જોઈ ત્યાં જેટલી સ્ત્રીઓ હતી તે સર્વ વિસ્મિત થઇ ગઈ. કપિલેશ્વરની પત્ની બહુજ દયાળુ અને સુશિલ સ્વભાવની હતી. શૈલની અવસ્થા જોઈ તેને અપાર દુઃખ થયું. તે બહુજ

પ્રેમથી બોલી "બ્હેન તમે કોણ છો? શા માટે રડો છો? તમને શું જોઈએ છે? આ સર્વ શા માટે લાવ્યા છો? કોઈપણ જાતનો સંકોચ રાખ્યા સિવાય નિર્ભય થઈ બધી વાત કરો. જરાપણ ગભરાશો નહિ. શાંત થઈને વાત કરો."

શૈલે આંસુ લુછી કહ્યું "આપ મારી ધર્મમાતા છો. હું આપની પુત્રી છું. આપ મારાપર દયા કરો. આજે મારૂં જીવન મરણ આપના હાથમાં છે. મારે માથે આવી પડેલી વિપત્તિમાંથી આપ મારો બચાવ કરો. આપના શિવાય આજે દુનિયામાં મને સહાય કરનાર કોઇ નથી. મારા જેવી દુઃખીયારી પર દયા કરશો તો ભગવાન્ આપનું કલ્યાણ કરશે." એટલું કહી શૈલ ફરીથી ભટ્ટની પત્નીના પગમાં પડી.

કપિલેશ્વરની પત્નીએ પાણી મંગાવી શૈલને મોઢું ધોવા કહ્યું. ત્યાર પછી શૈલે પોતાની જીવન કથા તેમને કહી સંભળાવી અને છેવટે ચાર હજારની નોટો અને પોતાના ઘરેણાં લઇ સ્વામીને મુક્ત કરાવી આપવાની પ્રાર્થના કરી. વિશેષમાં તેણે કહ્યું કે "આ રૂપિઆ અને ઘરેણાથી આપનું લેણું પુરૂં નહિ થતું હોય તો બાકી જેટલા રૂપિઆ રહેશે તે હું આપના ઘરની દાસી થઈ નોકરી કરી વાળી આપીશ."

કપિલેશ્વરના ઘરની સ્ત્રીઓ જાણતી હતી કે નારાયણની પત્ની બહુજ સુશિલ અને પતિવ્રતા છે પણ તેની સાસુ નણંદ બહુજ દુષ્ટ છે. તેઓ હંમેશ સાક્ષાત્ લક્ષ્મી જેવી કુળવધુને કષ્ટ આપે છે. તેમને એ પણ ખબર હતી કે શૈલને બહુજ હેરાન કરી તેની સાસુ

નણંદે પીયર મોકલી દીધી હતી. આજ તેને એકાએક પોતાને ઘેર આવેલી જોઇ સર્વને બહુજ આશ્ચર્ય થયું. તેઓ એ પણ જાણતા હતા કે નારાયણે પણ તેને દુઃખ દેવામાં બાકી રાખ્યું નહોતું. શૈલના અનેક સદ્દગુણોની વાતો તેમણે સાંભળી હતી અને આજ સમય આવતાં તે સર્વ સાચી પડી. પોતાના નિષ્ઠુર સ્વામીને કેદખાનામાંથી મુક્ત કરાવવા માટે આજ શૈલ પોતાનું સર્વસ્વ-શરીર પરનાં ઘરેણાં અને પોતાનો પ્રાણુ સુદ્ધાં આપવા તૈયાર છે અને સ્વામીના વિરોધીને ત્યાં જતાં કદાચ કોઈ અપમાન કરશે એવો ભય ન રાખતાં પોતાને ત્યાં આવેલી જોઇ સર્વે ચકીત થઇ ગયા. શૈલે સ્વામીને માટે શરમાયા વગર મોટા ઘરની વહુ હોવા છતાં આટલે દુર આવી શત્રુના ચરણમાં મસ્તક નમાવ્યું તે જોઈ સર્વના મુખમાંથી “ધન્ય ! ધન્ય !” એવો ઉદ્દગાર નીકળી પડયો અને સર્વેએ તેને દીલાસો આપી તેના તરફ સહાનુભૂતિ બતાવી. શૈલનું ફીકકું મોઢું તથા આંખો ઉંડી ઉતરી ગયલી જોઈ કપિલેશ્વરની પત્ની સમજી ગઇ કે લાંબા વખતથી તેણે કંઇ ખાધું પીધું નથી તેથી તેમણે કહ્યું “અમારે ત્યાં આજનો દિવસ કંઇક ખા અને સ્વસ્થ થા. પછી તારા કહેવાનો વિચાર કરીશું.”

શૈલે કહ્યું “મા ! જેના સ્વામી કેદખાનામાં અસહ્ય કષ્ટ ભોગવતા હોય, અનેક આપત્તિઓથી ઘેરાયલા હોય તેની સ્ત્રીને શું ખાવાનું ભાવે છે ? પાણીનો એક ઘુંટડો પણ ગળે ઉતરી શકે કે ?”

આ સાંભળી ભટ્ટની પત્નીના નેત્રોમાંથી જળ વહેવા લાગ્યું. તે વધુ ન બોલતાં એકદમ કપિલેશ્વર પાસે ગઈ અને તમામ વાતો કહી. કપિલેશ્વર વાત સાંભળીને શૈલને જોવા અંતઃપુરમાં આવ્યા. શૈલે તેમને જોઇ શરમથી ઘુમટો તાણ્યો. ભટ્ટની પત્નીએ તે જોઈ કહ્યું.

" બેટા એમને જોઇને શામાટે શરમાય છે. તું તો અમારી પુત્રી છે."

શૈલે એ સાંભળી ઘુમટો કાઢી નાખ્યો અને કપિલેશ્વરના ચરણમાં પડી દંડવત્ પ્રણામ કર્યા. કપિલેશ્વર બહુ સદાશયી પુરૂષ હતા. શૈલની નિર્દોષ મુખમુદ્રા જોઈ તેમને પોતાની પત્નીએ કહેલી તમામ વાતો સાચી લાગી. શૈલની નમ્રતા અને પતિપ્રેમ જોઇ તેમને બહુજ દયા આવી. તેમણે કહ્યું " નારાયણ મારો કટ્ટો દુશ્મન છે. એણે મારા પાંચ છ હજાર રૂપિઆ ખરાબ કરાવ્યા છે અને ઉપરાંત મારૂં બહુજ અપમાન કર્યું છે. બીજો સમય હોત તો હું તેના પર બીલકુલ દયા કરતે નહિ પણ બેટા ! તું સાક્ષાત્ લક્ષ્મી છે. તારો પતિપ્રેમ જોઈ હું બહુજ પ્રસન્ન થયો છું. માત્ર તારીજ પ્રાર્થનાથી હું નારાયણને ક્ષમા કરૂં છું, અને તારૂં સુશિલપણું જોઇનેજ હું તેને કેદખાનામાંથી છોડાવવા બનતો પ્રયત્ન કરીશ. તેને છોડાવવા માટે હું મારી તમામ શક્તિ વાપરીશ તે છતાં મને સફળતા મળશે કે નહિ તે અત્યારથી કહી શકતો નથી. નારાયણે પોલીસનું બહુજ અપમાન કર્યું હતું તેમજ ઘણાને માર્યા પણ હતા તેથી પોલીસ તેની બહુજ વિરૂદ્ધમાં છે. તારા ઘરેણાં તું પાછા લઈ જા. હું એવો નિષ્ઠુર નથી કે તારા જેવી સતિ સાધ્વી સ્રીના આભૂષણોથી મારૂં લેણું વસુલ કરૂં. આ રૂપિઆજ માત્ર રહેવા દે. તે નારાયણના છુટકારા માટે ખરચીશ અને છોડવી શકીશ તો ઠીક નહિતો એ રૂપિઆ પણ પાછા આપી દઇશ. મને ખાત્રી છે કે બનતા સુધી નારાયણને જરૂર છોડવી લાવીશ કારણ કે ઇશ્વર તારા જેવી સાધ્વી તરફ સદા અનુકુળ રહેછે."

કપિલેશ્વરની વાત સાંભળી શૈલને કંઇક સંતોષ થયો. પછી ઘરની સર્વ સ્રીઓ તેને જમવાને આગ્રહ કરવા લાગી. શૈલ તે

સર્વનું અપમાન કરી શકી નહિ. બે દિવસના અપવાસ પછી માત્ર તેજ દિવસે તેણે કંઈક ખાધું.

વિદાય થતી વખતે ભટ્ટની પત્નીએ શૈલને એક નવું વસ્ત્ર ઉપહારમાં આપતાં કહ્યું "તારા જેવી સુશીલ વધુ મેં કોઇ જોઇ નથી. ઇશ્વર તારૂં કુશળ કરશે. આજથી તું મારી ધર્મપુત્રી થઇ છે."

ખરૂં છે કે જે સદ્દગુણી હોય છે તે દુશ્મનને પણ પોતાના કરી લે છે.



## (૧૨) સતીત્વનો પુરસ્કાર.



આઠ અઠવાડીયું વીતી ગયું પણ નારાયણના કેસનો નીકાલ આવ્યો નહિ. આ તરફ શૈલ બહુજ ચિન્તાગ્રસ્ત થઈ રહી હતી. આટલા સમય પછી હવે શૈલને તેની સાસુ–નણંદ પણ સ્નેહની દ્રષ્ટીથી જોવા લાગ્યા હતા. અત્યાર સુધી શૈલ સાસુ–નણંદને આંખના પાટા જેવી લાગતી હતી પણ હવે તે તેમના નેત્રમણી રૂપ થઈ હતી. શૈલને પરણ્યા પછી છેક હમણાં સાસરામાં નિઃસંકોચ રહેવાનો વખત આવ્યો હતો. બધું મળવા છતાં એના જીવનની ઘટમાળજ એવી વિચિત્ર હતી કે હંમેશ અકેક દુઃખ તો હોયજ. તેમાં પણ હાલ તો તેના જીવન સર્વસ્વ સ્વામીના કેદ થવાથી અત્યાર સુધીમાં આવી પડેલાં સર્વ દુઃખો કરતાં હાલનું દુઃખ બહુજ દારૂણ હતું. એને દુઃખ આય તેમાં નવાઇ પણ શું ? ગમે તે સમયમાં સતી સ્ત્રીઓને માટે તો

તેનો પતિજ માત્ર સુખનું કારણ હોય છે. જ્યારે તે દેવ સ્વરૂપ સ્વામીજ કારાગ્રહમાં કષ્ટ ભોગવી રહ્યો હોય ત્યારે શું સતી સ્ત્રી સ્વર્ગમાં પણ સુખી થઇ શકે છે? કદી નહિં. શૈલ હૃદયમાં વ્યગ્ર રહે છે. સ્વામીના કેસના અન્તિમ પરિણામમાં તેનો છુટકારો થવા તે મન વચન અને કર્મથી પરમેશ્વરની પ્રાર્થના કરી રહી હતી. હૃદયમાં વ્યાકુળતા હોવા છતાં તે કર્તવ્યકર્મથી ચુકતી નહોતી. તે સમજતી હતી કે મારી વૃદ્ધ સાસુ અને રોગપીડિત નણંદની સેવા કરવા માટે મારા શિવાય બીજું કોઈ નથી તેથી હંમેશ તે તેમની કાળજીપૂર્વક સેવા-ચાકરી કરતી. પોતાના ઘરેણાં એક પડોસીને ત્યાં ગીરો મૂકી લક્ષ્મીને માટે તે કુશળ વૈદ પાસે ચિકિત્સા કરાવી ઔષધ અપાવતી હતી. લક્ષ્મીનો રોગ હવે નરમ પડયો હતો અને તે ધીમે ધીમે હરતી ફરતી થઇ હતી.

આજ નારાયણના કેસનો છેવટનો દિવસ છે. શૈલની વ્યગ્રતા આજે બહુજ વધી પડી હતી. તે રસ્તા તરફ જોઇ રહી હતી પણ કોર્ટમાં શું થયું તેના સમાચાર તેને કોઇએ આપ્યા નહિ. ધીરે ધીરે રાત પડી તોપણ તેને કંઇ ખબર પડી નહિં. ચિન્તાને લીધે તેને આખી રાત ઉંઘ આવી નહિં. વિચાર કરતાં કરતાં મોડી રાત્રે તેને નિંદ્રાદેવી પ્રસન્ન થઈ. નિંદ્રાવસ્થામાં તેને સ્વપ્ન આવ્યું કે તેના સ્વામી પલંગપર બેસી તેની સાથે મધુર સંભાષણ કરી રહ્યા છે. શૈલ પહેલાની માફક તેના ચરણમાં પડી રડે છે પણ સ્વામી પહેલાની માફક લાત મારવાને બદલે સ્નેહથી ઉઠાડી હૃદય સાથે ચાંપે છે."

સ્વપ્નાવસ્થામાં આ દરશ્યો પુરા થતાં શૈલની આંખો ખુલી ગઇ. તેણે પથારીમાંથી ઉઠતાંજ જોયું કે પ્રભાત થવા આવ્યું છે. પૂર્વ

દિશાના આકાશ પટમાં સોનેરી રંગ પ્રસરી રહ્યો હતો અને સૂર્યના મૃદુ કિરણો ઘરમાં પ્રવેશ કરતા હતા. કદી કદી પક્ષીઓનો મધુર કલરવ પણ સંભળાતો હતો. પ્રભાતકાળનો મૃદુ પવન ધીરે ધીરે પુષ્પોની સુગંધ ચોરવા લાગ્યો હતો. મહાશક્તિ દુર્ગાનું સ્મરણ કરતાં કરતાં શૈલ દરવાજો ખોલી બહાર ગઈ. બહાર જતાંજ તેણે જે દેખાવ જોયો તેથી તેને આનંદની સાથે અપાર દુઃખ થયું. તેને આનંદ થવાનું કારણ એ હતું કે બહાર પગથીઆ પાસે નારાયણ બેઠો હતો અને દુઃખ એથી થયું કે નારાયણનું શરીર સુકાઇ ગયું હતું અને શરીર પર મેલાં વસ્ત્રો હતાં. આંખોમાં ખાડા પડયા હતા અને તે ઘરના પગથીઆ પાસે બેઠો બેઠો ઉંઘી ગયો હતો. શૈલને લાગ્યું કે તેણે આખી રાત આ પ્રમાણેજ કાઢી હશે. તે આ દેખાવ જોઇ થોડીવાર ગુપચુપ ઉભી રહી પછી પરમાત્માની પ્રાર્થના કરતાં બોલી "હે જગદીશ્વર! આપે આ અભાગણિ તરફ અપાર કૃપા બતાવી આપના દયાસાગર નામનું સાર્થક કર્યું છે. હવે આ દુઃખી તરફ જરા વધુ કૃપા પણ કરજો. મારા સ્વામીને સુમતિ આપી એમનું મંગળ કરજો."

એ પછી શૈલ ધીમે ધીમે નારાયણની પાસે ગઈ. આ વખતેજ નારાયણની આંખ પણ ખુલી ગઈ. જ્યારે તેણે પોતાની પત્નીને સામે ઉભેલી જોઇ કે તરત તેણે તેનો હાથ પકડી રડતાં રડતાં કહ્યું "શૈલ! તું ખરેખર દેવી છે. હું તારો પાષાણહૃદયી સ્વામી પશુઓથી પણ અધમ છું. અત્યાર સુધી હું તારી સાથે તારા સ્વામી તરીકે નહિ પણ દુશ્મન તરીકેજ વર્ત્યો છું. જેલખાનામાં રહી મારા પાપનું ફળ ભોગવી રહ્યો હતો ત્યાંથી દેવી! તેં અસુરનો ઉદ્ધાર શા માટે કર્યો?

મારા જેવા :નિષ્ઠુર, વિચાર શુન્ય માણસને માટે તો કેદખાનુંજ યોગ્ય સ્થાન છે. મારા જેવા પાપીષ્ઠ પાસેથી કયા સુખની આશાએ તેં મને મૂક્ત કરાવ્યો છે. અરે ભગવાન્! શૈલ, તારા શરીરપર એક પણ ઘરેણું દેખાતું નથી. શું મારે માટેજ તેં તે સર્વનો પણ ભોગ આપ્યો ! અરેખર જગતમાં મારા જેવો નરાધમ કોઇ નહિં હોય." એટલું બોલતાંજ તેનો કંઠ રૂંધાઇ ગયો. વિષમ અનુતાપથી નારાયણનું શરીર જર્જરીત થઇ ગયું હતું. તેનાથી વધારે બોલાયું નહિ. માત્ર બાળકની માફક મૂક્ત કંઠે રડવા લાગ્યો.

સ્વામીને રડતાં જોઇ શૈલ પણ રડવા લાગી. તે વધારે બોલી નહિ. સ્વામીનો હાથ પકડી ઘરમાં તેડી ગઈ. નારાયણને આવેલો જોઇ તેની માતા રડતી રડતી આવી અને લક્ષ્મી પણ તેની સાથે ધીમે ધીમે આવી. શૈલે ઉતાવળથી નારાયણને ગરમ પાણી કરી આપ્યું અને સાબુ તથા એક સ્વચ્છ ધોતીઉં પાસે મૂકયાં. તેણે પોતે પણ જલદી જલદી સ્નાન કર્યું. નારાયણ છુટશેજ એવી આશાથી તેણે આગલે દિવસે ભોજન માટેનો ઉત્તમ સામાન મંગાવી રાખ્યો હતો. નારાયણ નાહ્યા પછી નાસ્તા માટે એક રકાબીમાં થોડું ખાવાનું આપી પોતે ઝટપટ રસોઇ કરવા લાગી.

નારાયણનું હૃદય અનુતાપથી સળગી રહ્યું હતું. તેને આજે ખાવાનું પણ ભાવ્યું નહિ. જે નિરપરાધી બાલિકાને તેણે અનેક કષ્ટો આપ્યા હતા અને જેની તરફ તે હંમેશ તિરસ્કારથી જોતો હતો, આજ તેનાજ ગુણથી–તેનાજ પ્રયત્નથી તે કેદખાનામાંથી છુટી શક્યો હતો. કેદખાનામાંથી છોડાવતી વખતે કપિલેશ્વરે તેને પાસે બોલાવી કહ્યું હતું કેઃ—

"નારાયણ! તું એવો દુષ્ટ છે કે તારા ઉપર દયા કરવી અને તને છોડાવવો તે ઘોર અન્યાય કરવા જેવું છે. આજે તું છુટી શકે છે તે માત્ર તારી સાધ્વી પત્નીના સતીત્વબળનોજ પ્રતાપ છે. તેણે પોતાનું સર્વસ્વ વિસર્જન કરી તારો ઉદ્ધાર કરાવ્યો છે. હવે ભવિષ્યમાં તારે સુખી થવું હોય તો તારી ચાલચલણ સુધારજે અને તારી ગુણવતી સ્ત્રીની સલાહ મુજબ ચાલજે."

નારાયણે જ્યારે ઉપરની વાત સાંભળી ત્યારે તે આશ્ચર્યચકીત થઈ ગયો. જે કોમળ પુષ્પને તેણે છીન્નભીન્ન કરી નાંખ્યું હતું તેજ પુષ્પે મધુર સુગંધ ફેલાવી તેના ઘરને સુવાસીત કર્યું હતું. શૈલને આપેલા કષ્ટની વાતો યાદ આવતા તેને અપાર દુઃખ થયું. તેણે અસહ્ય માનસિક વેદનાથી દુઃખી થતાં કહ્યું "શૈલ! તું ખરેખર સતી સ્ત્રી છે. સતી સાવિત્રીનાજ ગુણથી તેના મૃત પતિને પ્રાણદાન મળ્યું હતું. જેનામાં હિત અહિતનો વિચાર કરવાની શક્તિ નથી તે મૃત્યુ પામેલા જેવોજ છે. આજે મેં દિવ્ય જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. તારા જેવી સતી સ્ત્રીનો સ્વામી હોવાથીજ જગત્ મને મનુષ્ય ગણશે નહિતો હું પશુ કરતાં અધમ છું."

સ્વામીની આવી વાતો અને પશ્ચાતાપ સાંભળી શૈલ વધારે દુઃખી થઈ. તેણે અત્યંત નમ્રતાથી કહ્યું "હવે એ ગઇ ગુજરી ભૂલી જાઈ આપ જરા સ્વસ્થ થાવ."

આજ વખતે કપિલેશ્વર ત્યાં આવી પહોંચ્યા. શૈલે ભૂમિપર પડી તેના ચરણમાં પ્રણામ કર્યો. કૃતજ્ઞતાથી તેની આંખોમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં. કપિલેશ્વરે શૈલની સામે કેટલીક નોટો ધરી કહ્યું "શૈલ! માત્ર તારા સતીત્વ બળથીજ તારા સ્વામીનો ઉદ્ધાર

થયો છે નહિં તો પોલીસ સામે હોવાથી છોડવી શકાતે નહિ. ગમે તેટલા પૈસા ખરચતાં એવા પાપીના પાપ નષ્ટ થઇ શકતા નથી. તેં આપેલા ચાર હજાર રૂપિઆમાંથી એક હજાર રૂપિઆ પોલીસમાં વેરવા પડ્યા અને બાકીના ત્રણ હજાર મારા લેણામાં વસુલ કીધા છે. વ્યાજ અને કેસનો ખર્ચ મારે જોઈતો નથી. હવે હું તને તારા સતીત્વના પુરષ્કાર રૂપે આ એક હજાર રૂપિઆ આપું છું."

શૈલ રૂપિઆ લેવા ઇચ્છતી નહોતી પણ સ્વામી પાસે હોવાથી કંઇ બોલી નહિ. નારાયણે જોયું કે પોતાને લીધે સંકોચવશ થઇ શૈલ કંઇ બોલતી નથી ત્યારે તે ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં ચાલ્યો ગયો. તેના ગયા પછી શૈલે કહ્યું "આપે અમારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો જન્માંતરમાં પણ વળી શકે તેમ નથી. અમે આપના નાહક પાંચ સાત હજાર રૂપિઆ બગડાવ્યા છે અને અનેક રીતે હેરાન કર્યો છે તેના બદલામાં આપે જે ઉપકાર કર્યો છે તેનો બદલો અમે પ્રાણદાનથી પણ વાળી શકીયે તેમ નથી. અમને રૂપિઆની કંઈ જરૂર નથી. આપ માત્ર આપની ચર્ણરજ આપી આશીર્વાદ આપો."

કપિલેશ્વરે કહ્યું "શૈલ ! હું જાણું છું કે હાલમાં તમે ધનહીન થઇ ગયા છો. અન્ન વિગેરેનું કંઇ સાધન નથી. તું મારી પૂત્રી છે. બાપની પાસે દ્રવ્ય હોવા છતાં પુત્રી ભૂખે મરે તો તે દ્રવ્ય શું કામનું? જ્યારથી તેં મને ધર્મપિતા કહયો છે ત્યારથી હું તારા ભરણપોષણને માટે બંધાઇ ચૂકયો છું. આરૂપિઆ હું તને દાન રૂપે આપતો નથી પણ માત્ર મારી પિતા તરીકેની ફરજ બજાવું છું." એટલું કહી કપિલેશ્વર ઘેર જવા ઉઠયા. જતાં જતાં તેમણે નારાયણને કહ્યું "બે ત્રણ દિવસ પછી હું માણસ

મોકલીશ તેની સાથે શૈલને મારે ઘેર મોકલજો. મારી પત્ની પોતાની ધર્મ કન્યાને એક દિવસ ઉતમ રીતે જમાડવા ઇચ્છે છે."



# (૧૩) સુખનો સૂર્યોદય.

શૈલને પહેલાં જેટલું અપાર દુઃખ પડયું હતું તેટલુંજ અપાર સુખ હવે મળવા લાગ્યું. તેના સુખની સીમા રહી નહિ. તે આજ પોતાના સ્વામીની સુખી ગૃહિણી થઈ છે. હવે પોતાના દિવસો અનહદ આનંદ અને શાન્તિમાં પસાર કરે છે. તેની દુઃખ રાત્રી વીતી ગઈ હતી. તેના સૌભાગ્ય સૂર્યનો ઉદય થવાથી વિપત્તિ રૂપી અંધકાર છીન્ન ભીન્ન થઈ નાશ પામ્યો હતો.

જેવી રીતે અંધકાર પછી પ્રકાશ અને ઉકળાટ પછી વર્ષાદ આનંદવર્ધક છે તેજ પ્રમાણે દુઃખ પાછળનું સુખ શાન્તિદાયક હોય છે. નારાયણે પોતાની તમામ બાપીકી મીલ્કત ગુમાવી દીધી હતી અને હવે તે ગરીબ થઈ ગયો હતો છતાં તેનો ગૃહસ્થાશ્રમ સુખ અને આનંદપૂર્વક ચાલતો હતો. ગૃહસ્થ જીવન એક નૌકા જેવું છે. પતિપત્નિ તેના સુકાનીઓ છે. જ્યાં સુધી બન્નેમાં પ્રેમ અને સૌજન્ય હોય છે ત્યાં સુધી નૌકા સારી રીતે ચાલે છે. પણ બન્નેમાં સહજ પણ વિરોધ પડતાં તે નૌકા દુઃખના ખડકો સાથે અથડાઇ સંસારના અગાધ જળમાં ડુબી જાય છે. એક નૌકાને એક તરફ ખેંચે અને બીજાની ઇચ્છા વિરૂદ્ધ દિશામાં

જવાની થાય. એવી રીતે ખેંચતાણમાં નૌકા કદાચ સુભાગ્યે બચે તો પણ તેને નુકશાન તો અવશ્ય થાયજ. એજ પ્રમાણે ગૃહમાં પતિ-પત્નિ જ્યાં સુધી પરસ્પર પ્રેમથી વર્તે છે ત્યાં સુધી ગહસ્થાશ્રમ સુખ શાંતીથી ચાલે છે. નારાયણે હવે પોતાની ગુણવતી પત્નીના સદ્‌ગુણોને ઓળખ્યા છે અને તે તેના ઉપર મુગ્ધ થઇ ગયો છે. તેને જોવા થીજ આપણને એવો વિચાર આવે છે કે આ નારાયણ છે કે કોઈ બીજું ?

શૈલની સાસુએ પણ હવે જાણ્યું છે કે પોતાની પુત્રવધુ સાક્ષાત્ લક્ષ્મી છે. તે હવે પોતાની પુત્રી કરતા પણ વધારે પ્યાર તેના તરફ રાખે છે. શૈલને રાતદિવસ પરિશ્રમ કરતી જોવા છતાં જેને પહેલાં સંતોષ થતો નહિ તે હવે તેને હંમેશ કહે છે કે "વહુ, આટલું બધું કામ કરવાથી પાછી તારી તબીયત બગડશે. રહેવા દે હું કરૂં છું. તું થોડો આરામ લે."

ખરી વાત છે કે ગુણવાન્ માણસને તેનો શત્રુ પણ માન આપે છે. હવે બાકી રહી લક્ષ્મી. પહેલા જેવી રીતે તે પોતાની ભાભીનો દ્વેષ કરતી હતી તેવીજ રીતે હવે તેની હિતૈષિ થઈ ગઈ છે. કેમ ન થાય ? શૈલને લક્ષ્મીએ પ્રથમ નિર્દયપણે દુઃખ દીધું હતું તેના બદલામાં શૈલે લક્ષ્મીની મન, વચન અને કર્મથી સેવા કરી અને તેનો અસાધ્ય રોગ સારો કરવા પોતાના આભૂષણ સુદ્ધાં વેચીને તેની દવા, ચિકિત્સા વગેરે પાછળ જીવતોડ પ્રયત્ન કર્યો. જે વખતે લક્ષ્મી ભૂખથી વ્યાકુળ થઈ હતી તે સમયે શૈલે સ્વાદીષ્ટ ભોજન તૈયાર કરી તેને તૃપ્ત કરી હતી. લક્ષ્મી પણ હવે સમજી ગઈ કે "મારી ભાભી ખરેખર ઘરનું રત્ન છે અને હુંજ દુષ્ટ છું ! તે રાત દિવસ એજ વિચાર કરતી કે

મેં આવી ગુણવાન્ વહુને અપાર કષ્ટ આપ્યું છે તેનું પ્રાયશ્ચિત શી રીતે કરૂં ? શું કરવાથી મારા પાપનો ભાર હલકો થાય ? તે હવે શૈલની દાસી થઈ ગઈ. જે બળથી વશ થાય છે તેનું હૃદય ખરૂં જોતાં વશ થયલું હોતું નથી પણ જે સદ્દગુણ અને પ્રેમથી વશ થાય છે તે પોતેજ પોતાનું હૃદય સંપૂર્ણ સમર્પણ કરે છે. શૈલે લક્ષ્મીને પોતાના ગુણોથી વશ કરી હતી અને હવે તે શૈલની આજ્ઞાકારિણી થઈ ગઈ છે.

લક્ષ્મીનો રોગ મટી ગયો. રોગ ગયો અને સાથે તેના દુષ્ટ સ્વભાવને પણ લેતો ગયો. સતી શૈલદેવીના સંસર્ગથી હવે તેનું ચરિત્ર બહુજ સુધરી ગયું છે. શૈલે તેને સારી રીતે સમજાવી દીધું કે સ્વામીની સેવા ન કરી શકવાથી સ્ત્રીજન્મ અફળ જાય છે. પતિ-પ્રેમ શિવાય સ્ત્રીઓને માટે સંસારમાં બીજું કોઇ સુખજ નથી. લક્ષ્મીએ પણ શૈલનું જીવનચરિત્ર જોઇ અને તેની કહેલી વાતો સમજી સ્વામીને ત્યાં જવાની ઇચ્છા પ્રગટ કરી. પણ તેના સ્વામીએ તેના દુષ્ટ સ્વભાવથી તેનો ત્યાગ કરી બીજું લગ્ન કર્યું હતું. હવે તેનો કેમ સ્વીકાર કરી શકે ?

શૈલે લક્ષ્મીના સ્વામીને એક વખત સોનપુર આવી જવા નારાયણ પાસે પત્ર લખાવ્યો. લક્ષ્મીના સ્વામીનું નામ કુંજવિહારી હતું. તે બહુજ ચરિત્રશાળી અને બુદ્ધિવાન પુરૂષ હતો. શૈલના સદ્દગુણોની વાત તેણે સાંભળી હતી, તેથી તેના સંસર્ગમાં રહેવાથી લક્ષ્મી સુધરી હશે એમ સમજી નારાયણનો પત્ર મળતાંજ તે સોનપુર આવવા ઉત્સુક થયો. બની શકતી ત્વરાએ તે સોનપુર આવ્યો. શૈલના આગ્રહ અને અભ્યર્થનાથી તે ત્રણ ચાર દિવસ સોનપુર

રહ્યો. શૈલે તેટલા વખતમાં લક્ષ્મીનો સ્વીકાર કરવાની પ્રાર્થના કરી. કુંજવિહારીએ પહેલા તો એ વાતનો અસ્વીકાર કર્યો નહિં. પણ શૈલે પીછો છોડયો નહિ. તેણે કહ્યું કે "લક્ષ્મીનો સ્વભાવ બીલકુલ બદલાઇ ગયો છે. પહેલા તે નાદાન હતી અને પોતાનુંજ ભલું બુરૂં સમજી શકતી નહોતી. હવે તે પોતાનું હિત અહિત સારી રીતે સમજી શકે છે. હવે જો આપ તેનામાં કોઇપણ દોષ જુઓ તો જીંદગી સુધી ત્યાગ કરજો પણ આટલી વખત તેની ભૂલ માટે ક્ષમા કરી તેનો સ્વીકાર કરવોજ પડશે. આપને મારા કહેવાનો વિશ્વાસ ન હોય તો થોડા દિવસ અત્રે રહી તેની પરીક્ષા કરી જુઓ.?

કુંજવિહારીએ આ શરત કબુલ કરી. બે ચાર દિવસ વધારે રહી તપાસ કરી તો તેની ખાત્રી થઈ કે શૈલનું કહેવું સાચુંજ હતું. ખરેખર લક્ષ્મી પહેલાની લક્ષ્મી નહોતી. લક્ષ્મીએ સ્વામીના ચરણમાં પડી પોતાના અપરાધો માટે ક્ષમાની પ્રાર્થના કરી. કુંજવિહારી હવે લક્ષ્મીનો અસ્વીકાર કરી શકયા નહિ. તેમણે તેને ગ્રહણ કરી અને થોડા દિવસ રહી તેઓ પોતાની સાથેજ તેને ઘેર તેડી ગયા.

શૈલને કેટલોક સમય પૈસાનું કષ્ટ ભોગવવું પડયું પણ હવે તે કષ્ટ પણ જતું રહ્યું. નારાયણને એક સારી નોકરી મળી ગઈ હતી. તેને જેટલો પગાર મળતો હતો તે પોતાના નાના કુટુંબના પ્રમાણમાં પુષ્કળ હતો. આ પ્રમાણે શૈલના દિવસો બહુ સુખથી વ્યતીત થવા લાગ્યા. શૈલ હંમેશ વ્રત ઉપવાસ કરતી. કદી કદી ગરીબ, દુઃખી અને નીરાધાર મનુષ્યોને પૈસા અને અન્ન વસ્ત્રની સહાયતા કરતી. નારાયણ નોકરીનો પગાર લાવી શૈલને સોંપી દેતો. તે શું ખર્ચ કરે છે તે કોઇ વખત પૂછતો નહિ.

શૈલને કેટલાક સમય પછી એક કન્યા રત્ન પ્રાપ્ત થયું. સુખના સમયમાં આ કન્યાનો જન્મ થવાથી શૈલબાળા તેને સારા પગલાની સમજવા લાગી અને તેનું નામ "સુખમયી" પાડયું. કન્યા દોઢ માસની થઈ ત્યારથી નારાયણ બહારગામ નોકરી ઉપર ગયો હતો અને હાલ આઠ માસ થયા ત્યાંજ હતો. આજે તે નોકરી ઉપરથી ઘેર પાછો ફર્યો હતો. શૈલે હસતાં હસતાં સુખમયીને તેના હાથમાં આપી. નારાયણે પ્રેમથી તેને ઉંચકી તેનું મુખચુંબન કર્યું. ત્યાર પછી પતિ પત્ની સુખદુ:ખની વાતો કરવા લાગ્યા. અનેક વાર્તાલાપ કર્યા પછી શૈલે કહ્યું "હવે સુખમયીને અન્નપ્રાશન કરાવવું પડશે. હાલ એ નવ મહીનાની થઇ છે અને આ યોગ્ય વખત છે. વળી તમને પણ રજા છે માટે દિવસ નક્કી કરીએ."

નારાયણે કહ્યું "હા મારો પણ એજ વિચાર છે."

ત્યાર પછી શૈલ એ ઉત્સવ માટે શું શું ગોઠવણો કરવી તેના વિચાર કરવા લાગી. "એક સારૂં વાજું મંગાવવું પડશે. ગામના લોકોને નિમંત્રણ કરવા પડશે. સર્વના સત્કાર માટે ભોજન અને પાન ગુલાબની વ્યવસ્થા કરવી પડશે. લક્ષ્મી, વિમળા અને મારી ત્રણે ભાભીઓને તેડાવવી પડશે. કપિલેશ્વરને ઘેરથી આગ્રહ કરી મારી ધર્મ માતાને તો કેટલાક દિવસ આગળથી અહીંજ રાખીશ." એ શિવાય પણ અનેક વિચાર કર્યા. નારાયણે તે સર્વ વિચારોને ટેકો આપ્યો.

આ સમયે ઘરમાંથી બે વર્ષની ઉમરનો એક બહુજ સ્વરૂપવાન સુંદર બાળક "બા—બા" કહેતો બહાર આવી શૈલના ખોળામાં બેસી ગયો. નારાયણે વિસ્મિત થઇ પૂછ્યું "આ કોનો છોકરો છે?"

શૈલે કહ્યું "આપણા મહોલ્લાના વૃદ્ધ ત્રીવેદીના પુત્ર બળરામનો

છોકરો છે. આશરે ૭ મહિના થયા એની મા મરી ગઈ છે. બળરામના ઘરમાં આ માતૃહીન બાળકને ઉછેરે એવી કોઈ સ્ત્રી નથી. માતાના મૃત્યુ પછી આ બાળકે લાગલાગટ બે ત્રણ દિવસ સુધી રડયા કર્યું. કોઇથી શાન્ત થયો નહિં. ખાવાનું પણ ખાતો નહિ. માત્ર 'બા-બા' કહીને રડયા કરતો. એ વખતે એની દશા જોઇ શત્રુને પણ દયા આવે" એટલું કહેતાં શૈલની આંખોમાં આંસુ આવી ગયા. પ્રેમથી બાળકને ચુંબન કરી તેણે કહ્યું "હાય! એના જેવો સંસારમાં દુઃખી કોઈ નહિ હોય. એ જન્મથીજ દુઃખી છે. એક વખત એની ઘરડી દાદી એને લઇ આપણે ત્યાં આવી. મેં સ્નેહથી ખોળામાં બેસાડી એને દૂધ પાવા માંડ્યું. એણે ઘણા વખતથી દૂધ પીધું ન હોતું તેથી દૂધ પીને બહુજ પ્રસન્ન થયો અને ત્યારથીજ મને "બા-બા" કહીને બોલાવવા લાગ્યો. એ મને છોડીને જવા ઇચ્છતો નહોતો. ત્યારથી એ મારી પાસેજ રહે છે અને મનેજ એની માતા સમજે છે. પોતાની માને એ ભૂલી ગયો છે. મેં એને માટે એક સારો કોટ લાવવા તમને પત્રમાં લખ્યું હતું તે લાવ્યા કે ?"

બીજાના બાળક તરફ શૈલનો આટલો પ્રેમ જોઈ નારાયણ બહુજ પ્રસન્ન થયો. તેણે શૈલના વખાણ કર્યા અને પોતાની ટ્રંકમાંથી એક ઉત્તમ કોટ કાઢી આપ્યો. શૈલે આનંદપૂર્વક બાળકને કોટ પહેરાવી હસતાં હસતાં પૂછ્યું "વસન્ત! તું તારી વહુને કોને સોંપશે?"

બાળકે ચટ દઇને કહ્યું "તમને." શૈલે તેને એકદમ ઉંચકી લઇ ચુંબન કર્યું. વસન્ત પણ શૈલના ગળામાં હાથ ભેરવી હસવા લાગ્યો.

જેના હૃદયમાં પ્રેમ છે તે બીજાના બાળકને પણ પોતાના ગણી લેછે. જેને માતા થવાની અંતઃકરણથી ઇચ્છા હોય તેને સંતાનની શું ખોટ હોય છે? પોતાના બચ્ચાને તો પશુઓ પણ પ્યાર કરે છે. જે

બીજાના બાળકને સંતાનની પ્રેમ ભરી નજરથી જુએ છે તેજ ખરી માતા છે. શુભ દિવસે અન્ન પ્રાશનનું મુહૂર્ત નક્કી થયું.



## ૧૪) તારે મારી વેવણ થવું પડશે.

ધીમે ધીમે અન્નપ્રાસનનો સમય આવી પહોંચ્યો.

વાજાંવાળા ઘોંઘાટ કરી રહ્યા છે. દીવાનખાનામાં સારા સારા માણસો આવીને એકઠા થવા લાગ્યા છે. કોઈ કોઇ સોકઠાબાજી, પાના વિગેરે રમે છે. બાળકો ઉત્સાહિત થઇ આમ તેમ દોડી રહ્યા છે. સર્વે આમોદ પ્રમોદ કરી રહ્યા છે. ઘરમાં બધે આનંદ પથરાયલો દેખાય છે. ઘરના અંદરના ભાગમાં એક ઓરડામાં સ્ત્રીઓ ગીત ગાતી હતી. કોઇ ચંદન ઘસતી તો કોઈ પુષ્પની માળા ગુંથતી હતી. આજની રાત્રી પણ બીલકુલ સ્વચ્છ છે. આકાશમાં પૂર્ણીમાનો નિમળ ચંદ્ર હસી રહ્યો હતો. જ્યાં જુઓ ત્યાં આનંદના ઝરા વહેતા હતા.

શૈલ અને લક્ષ્મી બન્ને જણાં એક સ્થળે મીઠાઇના ખુમચા ભરતી હતી. વાત કરતાં કરતાં શૈલે પૂછ્યું "મોટી બ્હેન! તમારી શોક કેવા સ્વભાવના છે? કંઇ લડાઇ ટંટા તો થતા નથીને?"

લક્ષ્મીએ કહ્યું "ના ભાભી અમારે બીલકુલ ઝગડો થતો નથી. શોક છે તેમાં શું થયું! તેનો સ્વભાવ બહુજ માયાળુ અને ઉત્તમ છે. કોઇ સમયે તેણે મને શોક સમજી વર્તન કર્યું નથી. મને સગ્ગી બહેનજ સમજે છે."

શૈલે હસતાં પૂછ્યું "ત્યારે કુંજવિહારીલાલ કોના તરફ વધારે પ્રેમ રાખે છે?"

લક્ષ્મીએ કહ્યું "મશ્કરી કરો છો કે? વધારે શું ને ઓછું શું? અમને બન્નેને સમાન દૃષ્ટિથી જુએ છે. મારો દોષ બીલકુલ મનમાં લાવતા નથી અને મારી તરફ બહુજ પ્રેમથી જુએ છે."

આ વાતો ચાલતી હતી એટલામાં કુંજવિહારી ત્યાં આવી પહોંચ્યો. લક્ષ્મીએ સ્વામીને આમ અચાનક આવી પહોંચેલો જોઈ શરમાઇને ઘુમટો તાણ્યો. અને નીચી નજરે જમીન તરફ જોઈ રહી. કુંજવિહારીએ શૈલ તરફ જોઇ કહ્યું "આને તો તમે તદ્દન સુધારી નાખી. પારસમણીના સ્પર્શથી જેમ લોહનું સુવર્ણ થાય છે તેમ તમારા સહવાસથી આ સદ્‌ગુણી થઇ છે. હજુ થોડો વખત તમારી પાસે રાખી એના સ્વભાવમાં જે દોષ હોય તે કાઢી નાખો."

શૈલ કુંજવિહારીની વાત સમજી શકી નહિં. તેણે હસતાં હસતાં કહ્યું "કહો કહો હજી શું બાકી છે? કેવા લોભી છો? સાક્ષાત્ લક્ષ્મીના સ્વામી થયા છતાં ધરાતા નથી? બોલો હજી શું જોઇએ છે?"

કુંજવિહારીએ કહ્યું "કેમ, ન સમજ્યા? હું એમ કહું છું કે તમે પારસમણી જેવા છો અને આ તમારી નણંદ કાટ ખાધેલા લોખંડ જેવી છે. સ્પર્શમણીના સંગથી તે સુવર્ણ સમાન થવા લાગી છે પણ હજી ચોખ્ખું સુવર્ણ નથી. માટે તમારા જ્ઞાનાગ્નિમાં તાવીને કુંદન બનાવો."

આત્મપ્રશંસા સાંભળી શૈલ શરમાઇ ગઈ. તે ગુપચુપ મોં ફેરવી કામ કરવા લાગી. કુંજવિહારી ત્યાંથી ચાલ્યો ગયો. બારણેથી

કોઇએ શૈલને બૂમ પાડી. અવાજપરથી શૈલ સમજી ગઈ કે વિમળા આવી પહોંચી હતી. વિમળાને તેડી લાવવા શૈલે ગાડી મોકલી હતી. તેનો અવાજ સાંભળી તે એકદમ ત્વરાથી ઉઠી તેને તેડવા બહાર ગઇ. બન્ને બહુજ પ્રેમથી મળી. વિમળા શૈલની સંકટ વખતની સખી છે. આજ શૈલના સુખના સમયે તે આવી છે. શૈલ સુખી થાય એ તેના અંતરની ઇચ્છા હતી. આજ શૈલને ઘરની દાસી મટી રાણી થયલી જોઈ વિમળાના આનંદનો પાર નહોતો. શૈલ પણ આ દિવસ વિમળાને લીધેજ આવ્યો હતો એમ સમજતી હતી. શૈલ આજ સુખ અને આનંદમાં ડૂબી હતી. આનંદના આવેગમાં બન્નેએ સ્નેહાલિંગન કર્યું અને બન્ને થોડો સમય બોલી શકી નહિ. બન્નેની આંખોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યા.

વિમળાને એક પુત્ર પ્રાપ્ત થયો હતો અને તેની ઉમર હાલ પાંચ વર્ષની હતી. તેનું નામ દીનબન્ધુ હતું. દીનબન્ધુએ શૈલની પુત્રીને ઉંચકી લીધી અને સુખમયી પણ તેના શરીરને વળગી રમવા લાગી. થોડીવાર પછી શૈલ અને વિમળાનો આનંદનો ઉભરો શાંત પડયો. બન્નેની નજર બાળકો તરફ ખેંચાઇ. પોતાના બાળકોનું ચરિત્ર જોઇ બન્નેને હસવું આવ્યું. વિમળાએ કહ્યું. "શૈલ તારે મારી વેવણ થવું પડશે." શૈલે હસતાં હસતાં કહ્યું "તારો છોકરો પણ જબરો છે. જોની મારી કન્યાનું હરણ કરી જાય છે. એ બન્નેએ એમની મેળેજ સ્નેહાલિંગન કર્યું તો હવે વેવણ થવામાં અને વિવાહ કરવામાં બાકી પણ શું રહ્યું ?

વિમળાએ કહ્યું "ત્યારે આજથી તું મારી વેવણ થઇ. બોલ હું મારી પુત્રવધુને શું અલંકાર આપું ?"

શૈલે કહ્યું "હવે જરા ઉભી તો રહે. મારા જમાઇ બિચારા ભૂખ્યા હશે તેમને જમાડવા તો દે. પછી જે આપવું હોય તે આપજે." એટલું કહી પોતાની પેટીમાંથી સુંદર ધોતીઉ અને કોટ કાઢી પોતાના ભવિષ્યના જમાઇને પહેરાવ્યો.

વિમળાએ શૈલની કન્યાને ખોળામાં બેસાડી તેના ગળામાં સોનાનો એક સુંદર અછોડો પહેરાવ્યો અને વારંવાર તેનું મુખચુંબન કરવા લાગી. શૈલે એક થાળીમાં મીઠાઇ કાઢી દીનબન્ધુને કહ્યું "કેમ જમાઇરાજ ! તમારી માએ આજે ઘેર ખવાડયું છે કે નહિ ?"

વિમળાએ કહ્યું "માએ ખવાડયું નહિ હોય તો એની સાસુ ખવાડવાવાળી કયાં કમ છે ? પણ આ શું કરે છે ? આટલું બધું કોણ ખાશે ?

શૈલે કહ્યું "જમાઇને ઓછું પીરસાય નહિ. જમાઇ નહિ ખાઇ શકે તો તેની સાથે જણામાં આવેલાઓ ખાય છે. મારા જમાઈ તો જણામાં એમની માંને તેડી લાવ્યા છે એટલે એમનાથી નહિ ખવાય તો એમની માને ખાવું પડશે."

એટલું કહી શૈલે વિમળાનો હાથ પકડી થાળીની પાસે બેસાડી દીધી. વિમળાએ કહ્યું "વેવણ, આજ હું એકલી નહિં ખાઉં તમે પણ સાથે બેસો.

એ સાંભળી શૈલ પણ તેની સાથે બેઠી. અસ્તુ !

❁ ❁ ❁ ❁ ●

કાગળની મોંઘવારીમાં હવે એથી વધારેની શું જરૂર છે ? છેવટે પરમાત્મા પ્રત્યે એટલી પ્રાર્થના છે કે **શૈલબાળા** જેવી આદર્શ કુળવધુઓ ભારતમાં ઘેર ઘેર ઉત્પન્ન થઇ ભારતના સતીચરિત્રોથી સકળ વિશ્વને શ્રીધર્મનું શિક્ષણ આપો. અસ્તુ !

## સુબોધક !!  રસીક !!  મનહર !!!

### ગુજરાતના તમામ જાણીતા વિદ્વાન લેખકોની કસાયલી કલમથી લખાયલી સુબોધક રસિક વાર્તાઓ, લલિત કાવ્યો, જીવનચરિત્રો, હાસ્યના વિષયો વગેરે સહિત દર માસે શરૂઆતમાં પ્રગટ થતી

પ્રતિમાસે ૬૪ પૃષ્ટમાં સામાજીક, ઐતિહાસિક અને રહસ્ય મય ડિટેકટીવ સંપૂર્ણ વાર્તાઓ પ્રગટ કરનાર ગુજરાતી ભાષામાં આ માત્ર એકજ વાર્તામાળા છે. કાગળોની ભયંકર મોંઘવારીમાં પણ સસ્તામાં સસ્તા મૂલ્યમાં અત્યુત્તમ સાહિત્ય પ્રગટ કરે છે. તમામ પત્રકારોએ અને વિદ્વાનોએ ઉંચા મત આપ્યા છે. દર વર્ષે સચિત્ર ખાસ અંક અને ભેટનું પુસ્તક, ઇનામમાળા, સસ્તા મૂલ્યના પુસ્તકો વગેરેનો લાભ ગ્રાહકોને મળે છે. આ સર્વ છતાં ચાલુ એડીશનનું વાર્ષિક મૂલ્ય—

ખાસ ઉંચા કાગળો ઉપર પ્રગટ થતી **રોયલ એડીશન** નું મૂલ્ય રૂા. ૨—૦—૦ પોસ્ટેજ સાથે. હિંદુસ્થાન બહાર ચાલુ એડીશન માટે અઢી શીલીંગ અને રૉયલ એડીશન માટે ત્રણ શીલીંગ ચાર પેન્સ. તુરતજ લખો:—